પ્રથમાવૃત્તિ પ્રત : ૧૦૦૦ વિ. સં. ૨૦૦૩

દ્વિતીયાવૃત્તિ પ્રત : ૧૦૦૦ વિ. સં. ૨૦૦૭

તૃતીયાવૃત્તિ પ્રત : ૨૨૦૦ વિ. સં. ૨૦૧૬

ચતુર્થાવૃત્તિ પ્રત : ૩૦૦૦ વિ. સં. ૨૦૨૦

પંચમાવૃત્તિ પ્રત : ૧૧૦૦ વિ. સં. ૨૦૨૪

ષષ્ટમાવૃત્તિ પ્રત : ૧૫૦૦ વિ. સં. ૨૦૩૨



કિંમત

૧ = ૫૦



: મુદ્રક :

મગનલાલ જૈન

અજિત મુદ્રણાલય

ભાવનગર (સૌરાષ્ટ્ર)

## ષષ્ટમાવૃત્તિનું નિવેદન

આ પુસ્તક અનેક પાઠશાળાઓમાં તથા શિક્ષણશિબિરોમાં પાઠ્ય-પુસ્તક તરીકે ચાલતું હોવાથી તેનો ઘણો પ્રચાર થયો છે. અગાઉના પુસ્તકો ખલાસ થઈ જતાં આ નવી આવૃત્તિ છપાવી છે. તેનું મુદ્રણ સુંદર અને શીઘ્ર કરી આપવા બદલ અજિત મુદ્રણાલયના માલિક શ્રી મગનલાલજી જૈનનો આભાર માનવામાં આવે છે.

આ પુસ્તકમાં વર્ણિત નિશ્ચયનય અને વ્યવહારનયનું યથાર્થ જ્ઞાન કરી, ભવ્ય જીવો નિશ્ચયનયના વિષયભૂત ત્રિકાળી જ્ઞાયકસ્વભાવનું અવલંબન લેવા નિરંતર પ્રયત્નશીલ બનો એ ભાવના.

સોનગઢ
વૈશાખ સુદ ૨
સં. ૨૦૩૨.

સાહિત્ય-પ્રકાશન સમિતિ,
શ્રી દિગંબર જૈન સ્વાધ્યાય મંદિર ટ્રસ્ટ
સોનગઢ (સૌરાષ્ટ્ર)



## જૈનશાસ્ત્રોના અર્થ કરવાની પદ્ધતિ

પ્રશ્ન:—જિનમાર્ગમાં બન્ને નયોનું ગ્રહણ કરવું કહ્યું છે, તેનું શું કારણ?

ઉત્તર:—જિનમાર્ગમાં કોઈ ઠેકાણે નિશ્ચયનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે તેને તો 'સત્યાર્થ એમ જ છે' એમ જાણવું, તથા કોઈ ઠેકાણે વ્યવહારનયની મુખ્યતા સહિત વ્યાખ્યાન છે તેને 'એમ નથી પણ નિમિત્તાદિની અપેક્ષાએ આ ઉપચાર કર્યો છે' એમ જાણવું; અને એ પ્રમાણે જાણવાનું નામ જ બન્ને નયોનું ગ્રહણ છે. પણ બન્ને નયોના વ્યાખ્યાનને સમાન સત્યાર્થ જાણી 'આ પ્રમાણે પણ છે તથા આ પ્રમાણે પણ છે' એવા ભ્રમરૂપ પ્રવર્તવાથી તો બંને નયો ગ્રહણ કરવા કહ્યાં નથી.

(મોક્ષમાર્ગ પ્રકાશક–પૃ. ૨૫૬)





# श्री वीतरागाय नमः

## શ્રીનેમિચંદ્રસિદ્ધાંતિદેવવિરચિત

# દ્રવ્ય—સંગ્રહ

મંગલાચરણ

जीवमजीवं दव्वं जिणवरवसहेण जेण णिद्दिट्ठं ।
देविंदविंदवंदं वंदे तं सव्वदा सिरसा ॥ १ ॥

जीवमजीवं द्रव्यं जिनवरवृषभेण येन निर्दिष्टम् ।
देवेन्द्रवृन्दवन्द्यं वन्दे तं सर्वदा शिरसा ॥ १ ॥

અન્વયાર્થઃ- [येन जिनवरवृषभेण] જે જિનવર વૃષભ-ભગવાને [जीवम् अजीवम् द्रव्यम्] જીવ અને અજીવ દ્રવ્યનું [निर्दिष्टम्] વર્ણન કર્યું છે, [देवेन्द्रवृन्दवन्द्यम्] દેવેન્દ્રોના સમૂહથી[1] વન્દનીય [तम्] તે પ્રથમ તીર્થંકર વૃષભદેવને હું (શ્રી નેમિચન્દ્ર સિદ્ધાન્તિદેવ) [सर्वदा] હંમેશાં [शिरसा] મસ્તક નમાવી [वन्दे] નમસ્કાર કરું છું.

---

૧. ભવનવાસી દેવના ૪૦, વ્યંતર દેવના ૩૨, કલ્પવાસી દેવના ૨૪, જ્યોતિષી દેવના ૧ ચંદ્રમા અને ૧ સૂર્ય, મનુષ્યના ૧ ચક્રવર્તી અને તિર્યંચનો એક સિંહ: એ પ્રકારે સો ઇન્દ્રો છે.

(૩) જીવ-અજીવનું યથાર્થ જ્ઞાન ન હોવાના કારણે જ સંસારી પ્રાણીઓને સ્વ-પરનો વિવેક થઈ શકતો નથી અને તે કારણે જ તેઓ આત્મસ્વરૂપની પ્રાપ્તિથી વંચિત રહે છે અને તેથી દુ:ખી છે.

(૪) માટે જેઓ કલ્યાણના માર્ગ પર ચાલવા ચાહતા હોય તેઓએ સ્વ-પરનો યથાર્થ વિવેક પ્રગટ કરવા માટે જીવ-અજીવનું યથાર્થ જ્ઞાન કરવું જોઈએ. નિજ આત્મરૂપ ઉપાદાન (-નિજશક્તિ) કારણથી પ્રાપ્ત થતું અનંત સુખ જીવો પ્રગટ કરે એ શાસ્ત્રનું પ્રયોજન છે.

(૪) सिरसा वन्दे-નિજ શુદ્ધાત્માનું આરાધન તે ભાવ-નમસ્કાર છે, અને તે જિનેન્દ્ર ભગવાનની નિશ્ચયસ્તુતિ-વંદના-પ્રણામ-નમસ્કાર છે. (જુઓ, શ્રી સમયસાર ગાથા ૩૧-૩૨-૩૩ તથા ટીકા). ધર્મી સાધક જીવનો જિનેન્દ્ર ભગવાનને નમસ્કાર કરવાનો શુભ રાગ તે [1]વ્યવહારનમસ્કાર છે. આવો વંદ્ય-વંદક ભાવ છઠ્ઠા ગુણસ્થાન સુધી હોય છે. ૧.

### જીવદ્રવ્યના નવ અધિકાર

जीवो उवओगमओ अमुत्ति कत्ता सदेहपरिमाणो ।
भोत्ता संसारत्थो सिद्धो सो विस्ससोड्ढगई ॥ २ ॥

---

૧. યથાર્થનું નામ નિશ્ચય છે, તથા ઉપચારનું નામ વ્યવહાર છે. (મોક્ષમાર્ગ પ્રકાશક અધિકાર ૭, પૃ. ૨૦૦.)

સાચું નિરૂપણ તે નિશ્ચય તથા ઉપચાર નિરૂપણ તે વ્યવહાર. નિશ્ચય-વ્યવહારનું સર્વત્ર (ચારે અનુયોગમાં) એવું જ લક્ષણ છે. (મોક્ષમાર્ગપ્રકાશક અધિકાર ૭, પૃ. ૨૫૩-૨૫૪.)

जीवः उपयोगमयः अमूर्तिः कर्त्ता स्वदेहपरिमाणः ।
भोक्ता संसारस्थः सिद्धः सः विस्रसा उर्ध्वगतिः ॥ २ ॥

અન્વયાર્થ:-[सः] તે (જીવ) [जीवः] પ્રાણોથી જીવે છે; [उपयोगमयः] ઉપયોગમય છે; [अमूर्तिः] અમૂર્તિક છે; [कर्त्ता] કર્તા છે; [स्वदेहपरिमाणः] પોતાના નાના કે મોટા શરીરપ્રમાણ રહેવાવાળો છે; [भोक्ता] ભોક્તા છે; [संसारस्थः] સંસારમાં રહેવાવાળો છે; [सिद्धः] સિદ્ધ છે [विस्रसा ऊर्ध्वगतिः] અને (અગ્નિની જ્વાળાની પેઠે) સ્વભાવથી ઊર્ધ્વગમન કરવાવાળો છે.

ભાવાર્થ:- (૧) નવ અધિકારો :— આ ગાથામાં જીવના નવ અધિકારોનાં નામો આપ્યાં છે.

(૨) જીવ-અજીવનું જ્ઞાન:— પ્રથમ તો દુઃખ દૂર કરવા માટે સ્વ-પરનું જ્ઞાન અવશ્ય જોઈએ, કારણ કે સ્વ-પરનું જ્ઞાન જો ન હોય તો પોતાને ઓળખ્યા વિના પોતાનું દુઃખ તે કેવી રીતે દૂર કરે?

ભિન્નપણું ભાસે, માટે જીવ-અજીવ જાણવા[1] જોઈએ. આ હેતુથી ગાથા ૩ થી ૧૪ સુધી જીવના નવ અધિકારો વર્ણવ્યા છે અને ત્યાર પછી ગાથા ૧૫ થી ૨૨ સુધી અજીવ અધિકાર વર્ણવ્યો છે. આને જાણ્યા વિના જીવ-અજીવના ભિન્નપણાનું યથાર્થ ભાન થઈ શકે નહીં.

(૩) હેય-ઉપાદેય:—શુદ્ધનયાશ્રિત[2] જીવસ્વરૂપ ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય, આદરવા યોગ્ય) છે, શેષ (બાકી) સર્વે હેય[3] (છોડવા યોગ્ય) છે. એ પ્રમાણે હેય-ઉપાદેયરૂપ ભાવાર્થ સમજવો.

### જીવના નવ અધિકારો શરૂ કરતાં પહેલાં—
### આ શાસ્ત્રમાં કહેલા 'નયો' સંબંધી ભૂમિકા.

### આ શાસ્ત્રની વિશિષ્ટતા

(૧) આ શાસ્ત્રના કથનની વિશિષ્ટતા એ છે કે—જે જે ગાથાઓમાં 'નય' કહ્યા છે તે તે ગાથાઓમાં નિશ્ચય અને વ્યવહાર નયોનું કથન જોડી સાથે કર્યું છે. તેથી તેનું સ્વરૂપ ટૂંકમાં અહીં આપવામાં આવે છે.

---

૧. જુઓ, મોક્ષમાર્ગ પ્રકાશક અધિકાર ૪ પૃ. ૮૨.

૨. જુઓ, બૃહદ્ દ્રવ્યસંગ્રહ પૃ. ૯ આ ગાથાની ટીકામાં કહ્યું છે કે, શાસ્ત્રોનું વ્યાખ્યાન કરવામાં શબ્દાર્થ, નયાર્થ, મતાર્થ, આગમાર્થ, ભાવાર્થ એ પાંચે પ્રકારો જાણવા જોઈએ.

૩. નિયમસાર ગા. ૩૮-૫૦ તથા તેની ટીકા. નિજશુદ્ધઅંતઃ તત્ત્વ ઉપાદેય છે, બીજા બધા ભાવો હેય છે. પૃ. ૭૮ તથા ૧૦૫.

## નયનું તાત્પર્ય

(૪) નયનું તાત્પર્ય એવું છે કે–વસ્તુ અનેક ધર્મ-સ્વરૂપ છે, તેમાંથી કોઈ ધર્મની મુખ્યતા કરી અવિરોધપણે સાધ્ય પદાર્થને જાણવો.

## પહેલાં એકલો વ્યવહારનય હોય છે?

(૫) ના, તેમ હોતું નથી; કેમકે આગમનું વચન એવું છે કે–"निरपेक्षानयाः मिथ्याः सापेक्षा वस्तु तेऽर्थकृत्" (આપ્તમીમાંસા શ્લોક ૧૦૮). નિશ્ચયનય સાપેક્ષ જ વ્યવહારનય હોય છે. [૨]નિશ્ચયની અપેક્ષા સહિત જ વ્યવહારનય મોક્ષમાર્ગમાં છે; કેવળ વ્યવહારનો જ પક્ષ મોક્ષમાર્ગમાં નથી;

---

૧. દરેક વસ્તુ સામાન્ય-વિશેષાત્મક હોય છે. તેથી વસ્તુનું જ્ઞાન તે પ્રમાણ છે, અને તેના એક ભાગને જાણનાર તે નય છે.

૨. શ્રી સમયસાર ગાથા ૩૦૬–૩૦૭ ભાવાર્થ પૃ. ૪૬૩, આવૃત્તિ બીજી ગુજરાતી.

માટે પહેલાં એકલો વ્યવહારનય હોય અને પછી નિશ્ચયનય પ્રગટે એ માન્યતા મિથ્યા છે.

## જિનવાણીની પદ્ધતિ

(૬) બે નયોના આશ્રયે સર્વસ્વ કહેવાની[1] જિન ભગવંતોની વાણીની પદ્ધતિ છે. ભગવાનનું કથન એક નયને આશ્રિત હોતું નથી. એવી બે નયાશ્રિત વ્યાખ્યા [2]સમ્યગ્જ્ઞાનરૂપી નિર્મળ જ્યોતિની જનની છે. શાસ્ત્રોનો અભ્યાસ હોવા છતાં જેને સમ્યગ્જ્ઞાન ન પ્રગટે તેણે જિનવાણીની પદ્ધતિનો આશય ખરેખર જાણ્યો નથી.

(૭) આ બે નયોનાં નામ 'નિશ્ચય'-'વ્યવહાર' છે. એ બે નામો એમ સૂચવે છે કે, તેમનાં સ્વરૂપ એકબીજાથી ભિન્ન-વિરુદ્ધ-પ્રતિપક્ષ છે. જો તેમ ન હોય તો જુદા-જુદા ભાવવાચક નામો 'નયો'ને આપવામાં ન આવે.

## નયજ્ઞાનની અને ભેદજ્ઞાનની આવશ્યકતા

(૮) જીવને અનાદિથી સ્વ-પરના એકત્વરૂપ શ્રદ્ધાથી મિથ્યાદર્શન છે; સ્વ-પરના એકત્વજ્ઞાનથી અજ્ઞાન-મિથ્યાજ્ઞાન છે; અને સ્વ-પરના એકત્વઆચરણથી મિથ્યાચારિત્ર છે.

(૯) સર્વ દુઃખોનું મૂળકારણ મિથ્યાદર્શન-જ્ઞાન-ચારિત્ર છે. એ સર્વ દુઃખોનો અભાવ કરવા માટે તેને બે પ્રકારનું ભેદજ્ઞાન કરાવવામાં આવે છે.

---

૧. નિયમસાર કલશ ૨ પૃ. ૨.
૨. પંચાસ્તિકાય કલશ ૨ પૃ. ૨.

**પહેલા પ્રકારનું ભેદજ્ઞાનઃ—** જીવ પોતાના ગુણો અને પર્યાયોથી એક છે-અભિન્ન છે; તથા પરદ્રવ્યો, તેના ગુણો અને પર્યાયોથી અત્યંત જુદો છે-ભિન્ન છે. અર્થાત્ જીવ સ્વદ્રવ્યે-સ્વક્ષેત્રે-સ્વકાળે અને સ્વભાવે પરદ્રવ્યના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવથી અત્યંત જુદો છે. તેથી તે અપેક્ષાએ પર દ્રવ્યો, તેના ગુણો, પર્યાયો સાથેનો સંબંધ માત્ર વ્યવહારનયે-સંયોગરૂપ-કે નિમિત્તરૂપ છે એવું જ્ઞાન કરાવવામાં આવે છે.

આ દૃષ્ટિએ, પરદ્રવ્યો સાથેનો સંબંધ અસદ્ભૂત-અસત્ય હોવાથી તે સંબંધનું જ્ઞાન કરાવનારા નયને વ્યવહારનય કહેવામાં આવે છે અને જીવના દ્રવ્ય-ગુણો-પર્યાયો પોતાના હોવાથી, પરથી ભિન્ન બતાવવા 'નિશ્ચયનય' કહેવામાં આવે છે.

(૧૦) **બીજા પ્રકારનું ભેદજ્ઞાનઃ—** પણ આટલું જ ભેદજ્ઞાન કરવાથી સમ્યગ્દર્શન-જ્ઞાન થતું નથી, કેમકે અનાદિથી જીવની પર્યાય 'અશુદ્ધ' છે, તેને પોતામાં થતી હોવાની અપેક્ષાએ 'નિશ્ચયનય'નો વિષય કહે છે, તોપણ તેને જ દ્રવ્યના ત્રિકાળી શુદ્ધ સ્વરૂપથી ભિન્ન બતાવવા માટે તથા ગુણભેદ અને પર્યાયભેદને આશ્રયે રાગ ઉત્પન્ન થતો હોવાથી તે ગુણભેદોને—શુદ્ધ પર્યાયોને તથા અશુદ્ધ પર્યાયોને—તેનો આશ્રય છોડાવવા માટે 'વ્યવહાર' કહેવામાં આવે છે. અને જીવદ્રવ્યનું ત્રિકાળી શુદ્ધ સ્વરૂપ કે જે ધ્રુવ છે તેને 'નિશ્ચય' કહેવામાં આવે છે. કેમકે તેને આશ્રયે જ ધર્મની શરૂઆત—

તેનું ટકવું-તેની વૃદ્ધિ અને પૂર્ણતા થાય છે.*

(૬૧) માટે નયોનું સ્વરૂપ આ શાસ્ત્રની જુદી-જુદી ગાથાઓમાં આપ્યું છે તે બરાબર સમજવાની જરૂર છે.

(૬૨) આ બન્ને પ્રકારનાં ભેદજ્ઞાન ત્યારે થયાં કહેવાય કે જ્યારે જીવ પોતાના ધ્રુવસ્વભાવનો આશ્રય કરી ધર્મ પ્રગટ કરે. આ પ્રમાણે અપૂર્વ ધર્મ જીવને પોતાને આશ્રયે પ્રગટે છે, તે વખતે શ્રદ્ધાગુણની જે પર્યાય પ્રગટે છે તેને સમ્યગ્દર્શન કહે છે અને જ્ઞાનગુણની જે શુદ્ધપર્યાય પ્રગટે છે તેને ભાવશ્રુત-જ્ઞાન અથવા સમ્યગ્જ્ઞાન કહે છે. એ ભાવશ્રુતજ્ઞાન અવયવી છે અને સમ્યક્નયો તેના અવયવો અર્થાત્ અંશો છે.

(૬૩) 'વ્યવહારનય'નું જ્ઞાન કરાવવાનું પ્રયોજન એ છે કે-જેને સિંહનું યથાર્થ સ્વરૂપ સીધું સમજાતું ન હોય તેને સિંહના સ્વરૂપના ઉપચરિત નિરૂપણ દ્વારા અર્થાત્ બિલાડીના સ્વરૂપના નિરૂપણ દ્વારા સિંહના યથાર્થ સ્વરૂપના ખ્યાલ તરફ દોરી જવામાં આવે છે; તેમ જેને વસ્તુનું યથાર્થ સ્વરૂપ સીધું સમજાતું ન હોય તેને વસ્તુસ્વરૂપના ઉપચરિત નિરૂપણ દ્વારા વસ્તુસ્વરૂપના યથાર્થ ખ્યાલ તરફ દોરી જવામાં આવે છે; તે હેતુથી તેને પરમાર્થનો (નિશ્ચયનયનો) પ્રતિપાદક ગણી સ્થાપન કરવામાં આવે છે.

(૧૪) જેથી (૧) તે અનુસરવા યોગ્ય નથી, (૨) તેના આશ્રયે રાગ ઉત્પન્ન થાય છે, (૩) નિર્વિકલ્પતા થતી નથી. માટે ભગવાન વ્યવહારનું આલંબન કરાવે છે—એમ ન સમજવું, પણ તેનું આલંબન છોડાવી પરમાર્થ (નિશ્ચય) નયનું આલંબન કરાવે છે એમ સમજવું.

(૧૫) તેથી વ્યવહારનય નિષેધ્ય અને નિશ્ચયનય તેનો નિષેધક કહેવામાં આવે છે. ૨.

## ૧. જીવાધિકાર

तिक्काले चदुपाणा इंदियबलमाउ आणपाणो य ।
ववहारा सो जीवो णिच्चयणयदो दु चेदणा जस्स ॥ ३ ॥
त्रिकाले चतुःप्राणा इंद्रियं बलं आयु आनप्राणश्च ।
व्यवहारात् सः जीवः निश्चयनयतः तु चेतना यस्य ॥ ३ ॥

અન્વયાર્થ:—[ व्यवहारात् ] વ્યવહારનયથી જેને [ त्रिकाले ] ભૂત, વર્તમાન અને ભવિષ્યકાળમાં [ इन्द्रियम् ] ઇન્દ્રિય, [ बलं ] બલ, [ आयुः ] આયુ [ च ] અને [ आनप्राणः ] શ્વાસોચ્છ્વાસ [ चतुःप्राणाः ] એ ચાર પ્રાણ હોય છે [ तु ] અને [ निश्चयनयतः ] નિશ્ચયનયથી [ चेतना ] ચેતના [ यस्य ] જેને હોય છે [ सः जीवः ] તે જીવ છે.

ભાવાર્થ:- (૧) જીવને વ્યવહારનયથી પ્રાણ—જીવને વ્યવહારનયથી અર્થાત્ સંયોગરૂપે ઇન્દ્રિય, બળ, આયુ અને શ્વાસોચ્છ્વાસ એ ચાર જડ પ્રાણો સંસારદશામાં હોય છે. એ ચાર પ્રાણો પુદ્દગલદ્રવ્યની સ્કંધરૂપ પર્યાયો છે. પુદ્દગલદ્રવ્ય જીવથી સર્વપ્રકારે અર્થાત્ દ્રવ્યે, ક્ષેત્રે, કાળે અને ભાવે અત્યંત

ભિન્ન છે. જડપ્રાણો સંયોગરૂપ હોવાથી અનિત્ય છે.

(૨) જીવને નિશ્ચયનયથી પ્રાણ—જીવને નિશ્ચયનયથી અર્થાત્ ખરેખર સદા ચેતનાપ્રાણ છે. આ ચેતનાપ્રાણના કારણે જીવ ખરેખર અનાદિથી અનંતકાળ સુધી જીવે છે. આ ચેતના-પ્રાણ શાશ્વત હોવાથી નિત્ય છે.

(૩) નિશ્ચયનય-વ્યવહારનયનું સ્વરૂપ—નયોનું સ્વરૂપ ભૂમિકામાં પારા ૧ થી ૧૫ સુધી આપ્યું છે તે વાંચી લેવું. જોકે ખરેખર જીવ સદાય ચેતના (-ભાવ) પ્રાણથી જીવે છે તોપણ સંસારદશામાં વ્યવહારજીવત્વના કારણભૂત ઇંદ્રિયાદિ દ્રવ્યપ્રાણોથી 'વ્યવહારનયે' જીવે છે—એમ દ્રવ્યપ્રાણોના સંયોગનું જ્ઞાન કરાવવા માટે કહેવામાં આવે છે. તે દ્રવ્યપ્રાણો આત્માનું સ્વરૂપ બિલકુલ નથી કારણ કે તેઓ પુદ્ગલદ્રવ્યથી બનેલા છે.[1]

(૪) બન્ને નયો એકીસાથે—આ બન્ને નયોના વિષયને પરસ્પર વિરોધ હોવા છતા. તે વિષયોને સાથે રહેવામાં વિરોધ નથી.

(૫) જીવને પૌદ્ગલિક પ્રાણોની સંતતિનો હેતુ—જ્યાં સુધી દેહપ્રધાન વિષયોમાં મમત્વ છોડતો નથી ત્યાં સુધી સંસારી આત્મા ફરી ફરીને અન્ય અન્ય પ્રાણો ધારણ કરે છે. માટે જીવ ઉપયોગમાત્ર આત્માને ધ્યાવે તો તેને પ્રાણો કર્મ

---

૧. પ્રવચનસાર ગા. ૧૪૭ પૃ. ૨૫૬–૨૫૭.

રીતે અનુસરે ? અર્થાત્ તેને પ્રાણોનો સંબંધ થતો નથી.)[1]

તાત્પર્ય—જીવદ્રવ્યથી પુદ્ગલ વિપરીત હોવાથી અનંત દર્શન-જ્ઞાન-સુખ-વીર્યાદિ અનંતગુણ-સ્વભાવમય નિજપરમાત્મ-તત્ત્વથી દ્રવ્યપ્રાણો ભિન્ન છે એવી ભાવના કરવી.[2] ૩.

## પ્રાણોનો કોઠો

વ્યવહારનયથી જીવને કેટલા પ્રાણ હોય છે:—

| જીવ | ઇન્દ્રિય | બલ | આયુ | શ્વાસ | પ્રાણ |
|---|---|---|---|---|---|
| એકેન્દ્રિય | સ્પર્શન | કાય | ,, | ,, | ૪ |
| દ્વીન્દ્રિય | ,, રસના | વચન | ,, | ,, | ૬ |
| ત્રીન્દ્રિય | ,, ,, ઘ્રાણ | ,, | ,, | ,, | ૭ |
| ચતુરિન્દ્રિય | ,, ,, ,, ચક્ષુ | ,, | ,, | ,, | ૮ |
| પંચેન્દ્રિય { અસંજ્ઞી | ,, ,, ,, ,, કર્ણ | ,, | ,, | ,, | ૯ |
| સંજ્ઞી | ,, ,, ,, ,, ,, મન | ,, | ,, | ,, | ૧૦ |

## ૨. ઉપયોગ અધિકાર

(દર્શન-ઉપયોગના ભેદ)

उवओगो दुवियप्पो दंसणणाणं च दंसणं चदुधा ।
चक्खु अचक्खू ओही दंसणमध केवलं णेयं ॥ ४ ॥
उपयोगः द्विविकल्पः दर्शनं ज्ञानं च दर्शनं चतुर्धा ।
चक्षुः अचक्षुः अवधिः दर्शनं अथ केवलं ज्ञेयम् ॥ ४ ॥

---

૧. પ્રવચનસાર, ગા. ૧૫૦–૧૫૧ પૃ. ૨૫૯–૨૬૦–૨૬૧.
૨. પ્રવચનસાર, ગા. ૧૪૭ શ્રી જયસેનજી ટીકા.

અન્વયાર્થ:—[ उपयोगः ] ઉપયોગ [ द्विविकल्पः ] બે પ્રકારનો છે—[ दर्शनं ज्ञानं च ] દર્શન અને જ્ઞાન. [ दर्शनं ] એમાં દર્શન-ઉપયોગ [ चतुर्धा ] ચારપ્રકારનો [ ज्ञेयं ] જાણવો— [ चक्षुः अचक्षुः अवधिः तथ केवलं दर्शनं ] ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન અને કેવળદર્શન.

ભાવાર્થ:— (૧) ઉપયોગ—જીવ ચેતનદ્રવ્ય છે. જ્ઞાન-દર્શન તેના ગુણો છે. તેનું એક નામ ચૈતન્ય[1] છે. ચૈતન્યને અનુસરીને થતા આત્માના પરિણામને 'ઉપયોગ'[2] કહેવામાં આવે છે.

(૨) ઉપયોગના પ્રકારો—ઉપયોગ બે પ્રકારનો છે–દર્શન અને જ્ઞાન, દર્શનોપયોગના ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિ-દર્શન અને કેવળદર્શન—એ ચાર ભેદો છે.

(૧) ચક્ષુદર્શન:—નેત્રના સંબંધથી થતા મતિજ્ઞાનના પહેલાં થનાર સામાન્યપ્રતિભાસ અથવા અવલોકનને ચક્ષુદર્શન કહે છે.

(૨) અચક્ષુદર્શન:—નેત્ર સિવાય બાકીની ઇન્દ્રિયો અને મનના સંબંધથી થતા મતિજ્ઞાન પહેલા થનાર સામાન્યપ્રતિભાસ અથવા અવલોકનને અચક્ષુદર્શન કહે છે.

---

૧. ચૈતન્ય વિશેષ તે જ્ઞાનગુણ છે. ચૈતન્ય-સામાન્ય તે દર્શનગુણ છે.

૨. ખરેખર જ્ઞાનાવરણીય, દર્શનાવરણીયકર્મોના ક્ષયોપશમ-ક્ષયને અનુસરીને ઉપયોગ થતો નથી, તેથી તે અનુસાર થયો એમ કહેવું તે નિમિત્તકારણનું જ્ઞાન કરાવવા માટે ઉપચાર છે.

(૩) અવધિદર્શન—અવધિજ્ઞાન પહેલાં થનાર સામાન્ય પ્રતિભાસ અથવા અવલોકનને અવધિદર્શન કહે છે.

(૪) કેવળદર્શન—કેવળજ્ઞાનની સાથે વર્તતા સામાન્ય પ્રતિભાસ અથવા અવલોકનને કેવળદર્શન કહે છે. આ વિષયને લગતી આગળ ગાથાઓ ૪૩-૪૪ છે તે વાંચો. ગાથા ૪૩ તથા તેના ભાવાર્થમાં દર્શન ઉપયોગની વ્યાખ્યા આપી છે.

જ્ઞાન [अपि] અને [मनःपर्ययः] મનઃપર્યયજ્ઞાન [केवलं] અને કેવળજ્ઞાન—એ રીતે [ज्ञानं] જ્ઞાનોપયોગ [अष्टविकल्पं] આઠ પ્રકારનો છે [च] તેમ જ એ જ્ઞાન-ઉપયોગ [प्रत्यक्ष-परोक्षभेदं] પ્રત્યક્ષ અને પરોક્ષ ભેદથી બે પ્રકારે છે.

ભાવાર્થઃ—(૧) ભેદોના પ્રકારઃ— (૧) જ્ઞાનોપયોગના બધા ગણીને આઠ ભેદો છે. તેમાં કુમતિ અને કુશ્રુત બધા મિથ્યાદૃષ્ટિઓને હોય છે. સર્વ મિથ્યાદૃષ્ટિ દેવો, દેવીઓ તથા નારકીઓને કુઅવધિ પણ હોય છે. કોઈ-કોઈ મિથ્યાદૃષ્ટિ મનુષ્ય-તિર્યંચને પણ કુઅવધિ હોય છે. સમ્યક્‌મતિ—શ્રુત એ બે જ્ઞાન સર્વે છદ્મસ્થ સમ્યગ્દૃષ્ટિઓને હોય છે. સુઅવધિ જ્ઞાન કોઈ કોઈ છદ્મસ્થ સમ્યગ્દૃષ્ટિને હોય છે. મનઃપર્યયજ્ઞાન કોઈ કોઈ ભાવલિંગી મુનિને હોય છે. તીર્થંકરદેવને મુનિદશામાં તથા ગણધરદેવને તે જ્ઞાન નિયમથી હોય છે. કેવળજ્ઞાન કેવળી અને સિદ્ધભગવંતો સર્વેને હોય છે.

(૨) મિથ્યાજ્ઞાન—અજ્ઞાન—કુજ્ઞાનઃ— મિથ્યાદૃષ્ટિઓનું મતિ—શ્રુતજ્ઞાન અન્ય જ્ઞેયમાં લાગે પણ પ્રયોજનભૂત જીવાદિ તત્ત્વોનો યથાર્થ નિર્ણય કરવામાં ન લાગે એ જ્ઞાનનો જ દોષ છે; તેથી તેને ‘મિથ્યાજ્ઞાન’ કહ્યું છે; તે જ્ઞાનને તત્ત્વજ્ઞાનના અભાવથી ‘અજ્ઞાન’ કહ્યું છે, તથા પોતાનું પ્રયોજન સાધતું નથી માટે તેને જ ‘કુજ્ઞાન’ કહ્યું છે.

(૩) પ્રત્યક્ષ—પરોક્ષઃ—જ્ઞાનના પ્રત્યક્ષ—પરોક્ષ એવા બે ભેદો પણ છે. (જુઓ, ગા. ૪૨)

તાત્પર્યઃ—નિજ શુદ્ધાત્માનાં સમ્યગ્દર્શન—જ્ઞાન—અનુ-

અને [1]વ્યવહારનયનો વિષય પરસ્પર (ભાવો) વિરોધી છે તોપણ સાથે રહેવામાં વિરોધ નથી એવું વસ્તુનું અનેકાન્ત સ્વરૂપ છે. બન્ને નયના યથાર્થ જ્ઞાનને સમ્યક્શ્રુતપ્રમાણ કહે છે.

તાત્પર્ય :—(૧) છદ્મસ્થને કેવળજ્ઞાન-દર્શનોપયોગ હોતો નથી અને પર્યાયના આશ્રયે રાગીને રાગ ઉત્પન્ન થાય છે, વળી પર્યાયમાંથી નવી પર્યાય આવતી નથી, ત્રિકાળી દ્રવ્યમાંથી આવે છે, માટે શુદ્ધનયના વિષયભૂત એવા પોતાના ત્રિકાળી દ્રવ્યનો આશ્રય કરી પ્રથમ અજ્ઞાન ટાળવું અને પછી સ્વાશ્રયની વૃદ્ધિ કરી કેવળજ્ઞાન પ્રગટ કરવું એ આ ગાથાનો આશય છે.

(૨) ઉપયોગના ભેદો જ્ઞાનસ્વભાવભૂત એક પદને ભેદતા નથી, પણ તેઓ જીવ પોતે જે એક પદ છે તેને [2]અભિનંદે છે; તે એક પદના આશ્રયે જીવ ધર્મની શરૂઆત કરી નિર્વાણ પામે છે. ગાથા ૪-૫માં જણાવેલ તાત્પર્ય આ ગાથાને પણ લાગુ પડે છે. ૬.

## ३. अमूर्तिक अधिकार

### જીવ નિશ્ચયનયથી અમૂર્ત હોવા છતાં વ્યવહારનયથી મૂર્ત કહેવાય છે.

वण्ण रस पंच गंधा दो फासा अट्ठ णिच्चया जीवे।
णो संति अमुत्ति तदो ववहारा मुत्ति बंधादो॥७॥
वर्णाः रसाः पंच गंधौ द्वौ स्पर्शाः अष्टौ निश्चयात् जीवे।
नो संति अमूर्तिः ततः व्यवहारात् मूर्ति बंधतः॥७॥

અન્વયાર્થ :—[निश्चयात्] નિશ્ચયનયથી [जीवे] જીવ-દ્રવ્યમાં [वर्णाः रसाः पंच] પાંચ વર્ણ, પાંચ રસ, [गन्धौ द्वौ] બે ગંધ અને [स्पर्शाः अष्टौ] આઠ સ્પર્શ [न संति] હોતાં નથી [ततः] તેથી જીવ [अमूर्तिः] અમૂર્તિક છે, [व्यवहारात्] વ્યવહારનયથી જીવને [बन्धतः] (કર્મ) બંધન હોવાથી [मूर्तिः] મૂર્તિક છે.

ભાવાર્થ :—૧. વર્ણાદિરહિત—દરેક જીવ અનાદિ અનંત વર્ણ, ગંધ, રસ અને સ્પર્શરહિત હોવાથી દરેક સમયે ખરેખર અમૂર્તિક (–અરૂપી) છે. પણ સંસારદશામાં અનાદિથી મૂર્તિક પુદ્ગલ કર્મો સાથે તેને બંધ હોવાથી, તે સંયોગનું જ્ઞાન કરાવવા માટે મૂર્તિક કહેવામાં આવે છે; પણ તેથી તે ખરેખર મૂર્તિક થઈ જતો નથી. જીવને ખરેખર મૂર્તિક માનવામાં આવે તો જીવ-અજીવનો ભેદ રહેતો નથી.

૨. નિશ્ચયનય-વ્યવહારનય—(૧) નિશ્ચયનય અહીં જીવનું ત્રિકાળી અમૂર્તિકપણું બતાવે છે અને વ્યવહારનય

પુદ્‌ગલ કર્મ સાથેનો અનાદિ સંબંધ બતાવે છે. આ બન્ને નયોનો વિષય પરસ્પર વિરોધી છે, પણ તેને સાથે રહેવામાં વિરોધ નથી. ગાથા ૩માં પુદ્‌ગલ પ્રાણો સાથેનો વ્યવહારસંબંધ બતાવ્યો છે અને અહીં પુદ્‌ગલ કર્મ સાથેનો વ્યવહારસંબંધ (ક્ષણિક સંબંધ) બતાવ્યો છે.

નિશ્ચયનય વ્યવહારનો નિષેધક છે અને વ્યવહાર નિશ્ચયનય વડે નિષેધ્ય છે.

(૨) સંસારદશામાં દરેક જીવને આ બંને નયોનો વિષય એકી સાથે હોય છે.

તાત્પર્ય :—ગાથા ૩ નું તાત્પર્ય અહીં પણ લાગુ પડે છે. પુદ્‌ગલ કર્મ મારાથી અત્યંત ભિન્ન છે, તેથી તે મને લાભ-નુકસાન કરી શકે નહીં—એવો નિર્ણય કરી, અમૂર્તિક પોતાના ત્રિકાળી ધ્રુવસ્વભાવનો આશ્રય કરવાથી ધર્મ પ્રગટે છે, ટકે છે, વૃદ્ધિ પામે છે અને પૂર્ણ થાય છે. અને પૂર્ણ થતાં પુદ્‌ગલ કર્મ સાથેનો આત્યંતિક વિયોગ થઈ જીવ સિદ્ધપદને પામે છે. ૭.



પુદ્‌ગલ કર્મ સાથેનો અનાદિ સંબંધ બતાવે છે. આ બન્ને નયોનો વિષય પરસ્પર વિરોધી છે, પણ તેને સાથે રહેવામાં વિરોધ નથી. ગાથા ૩માં પુદ્‌ગલ પ્રાણો સાથેનો વ્યવહારસંબંધ બતાવ્યો છે અને અહીં પુદ્‌ગલ કર્મ સાથેનો વ્યવહારસંબંધ (ક્ષણિક સંબંધ) બતાવ્યો છે.

નિશ્ચયનય વ્યવહારનો નિષેધક છે અને વ્યવહાર નિશ્ચયનય વડે નિષેધ્ય છે.

(૨) સંસારદશામાં દરેક જીવને આ બંને નયોનો વિષય એકી સાથે હોય છે.

તાત્પર્ય :—ગાથા ૩ નું તાત્પર્ય અહીં પણ લાગુ પડે છે. પુદ્‌ગલ કર્મ મારાથી અત્યંત ભિન્ન છે, તેથી તે મને લાભ–નુકસાન કરી શકે નહીં—એવો નિર્ણય કરી, અમૂર્તિક પોતાના ત્રિકાળી ધ્રુવસ્વભાવનો આશ્રય કરવાથી ધર્મ પ્રગટે છે, ટકે છે, વૃદ્ધિ પામે છે અને પૂર્ણ થાય છે. અને પૂર્ણ થતાં પુદ્‌ગલ કર્મ સાથેનો આત્યંતિક વિયોગ થઈ જીવ સિદ્ધપદને પામે છે. ૭.



પુદ્ગલ કર્મ સાથેનો અનાદિ સંબંધ બતાવે છે. આ બન્ને નયોનો વિષય પરસ્પર વિરોધી છે, પણ તેને સાથે રહેવામાં વિરોધ નથી. ગાથા ૩માં પુદ્ગલ પ્રાણો સાથેનો વ્યવહારસંબંધ બતાવ્યો છે અને અહીં પુદ્ગલ કર્મ સાથેનો વ્યવહારસંબંધ (ક્ષણિક સંબંધ) બતાવ્યો છે.

નિશ્ચયનય વ્યવહારનો નિષેધક છે અને વ્યવહાર નિશ્ચયનય વડે નિષેધ્ય છે.

(૨) સંસારદશામાં દરેક જીવને આ બંને નયોનો વિષય એકી સાથે હોય છે.

તાત્પર્ય:—ગાથા ૩ નું તાત્પર્ય અહીં પણ લાગુ પડે છે. પુદ્ગલ કર્મ મારાથી અત્યંત ભિન્ન છે, તેથી તે મને લાભ-નુકસાન કરી શકે નહીં—એવો નિર્ણય કરી, અમૂર્તિક પોતાના ત્રિકાળી ધ્રુવસ્વભાવનો આશ્રય કરવાથી ધર્મ પ્રગટે છે, ટકે છે, વૃદ્ધિ પામે છે અને પૂર્ણ થાય છે. અને પૂર્ણ થતાં પુદ્ગલ કર્મ સાથેનો આત્યંતિક વિયોગ થઈ જીવ સિદ્ધપદને પામે છે. ૭.



પુદ્ગલ કર્મ સાથેનો અનાદિ સંબંધ બતાવે છે. આ બન્ને નયોનો વિષય પરસ્પર વિરોધી છે, પણ તેને સાથે રહેવામાં વિરોધ નથી. ગાથા ૩માં પુદ્ગલ પ્રાણો સાથેનો વ્યવહારસંબંધ બતાવ્યો છે અને અહીં પુદ્ગલ કર્મ સાથેનો વ્યવહારસંબંધ (ક્ષણિક સંબંધ) બતાવ્યો છે.

નિશ્ચયનય વ્યવહારનો નિષેધક છે અને વ્યવહાર નિશ્ચયનય વડે નિષેધ્ય છે.

(૨) સંસારદશામાં દરેક જીવને આ બંને નયોના વિષય એકી સાથે હોય છે.


પુદ્ગલનાં ૨૦ પર્યાયો
વર્ણ (૫)
પીળો
લીલો
કાળો
લાલ
સફેદ
રસ (૫)
તીખો
કડવો
કષાયલો
મીઠો
ખાટો
ગંધ (૨)
સુગંધ
દુર્ગન્ધ
સ્પર્શ (૮)
હલકો
ભારે
લૂખો
ચીકણો
ઠંડો
ગરમ
સુંવાળો
કર્કશ

## ૪. કર્તા અધિકાર

पुग्गलकम्मादीणं कत्ता ववहारदो दु णिच्चयदो ।
चेदणकम्माणादा सुद्धणया सुद्धभावाणं ॥ ८ ॥
पुद्गलकर्मादीनां कर्ता व्यवहारतः तु निश्चयतः ।
चेतनकर्मणां आत्मा शुद्धनयात् शुद्धभावानाम् ॥ ८ ॥

અન્વયાર્થ :—[ व्यवहारतः ] વ્યવહારનયથી [ आत्मा ] આત્મા-જીવ [ पुद्गलकर्मादीनां ] પુદ્ગલકર્મ વગેરેનો [ कर्ता ] કર્તા છે. [ तु ] અને [ निश्चयतः ] ( અશુદ્ધ ) નિશ્ચયનયથી [ चेतनकर्मणां ] ચેતનકર્મોનો કર્તા છે. અને [ शुद्धनयात् ] શુદ્ધ ( નિશ્ચય ) નયથી [ शुद्ध भावानां ] શુદ્ધજ્ઞાન અને શુદ્ધ-દર્શનસ્વરૂપ ચૈતન્યાદિ ભાવોનો કર્તા છે.

ભાવાર્થ :—૧. કર્તાપણું :— કર્તૃત્વ-અકર્તૃત્વ[1] એ સામાન્ય ગુણો છએ દ્રવ્યોમાં છે, તેથી કર્તૃત્વગુણના કારણે દરેક દ્રવ્ય પોતાની અવસ્થાનો કર્તા છે અને અકર્તૃત્વગુણના કારણે પરની અવસ્થાનો કર્તા થઈ શકતો નથી. એ કારણે જીવ પોતાના પર્યાયો કરે, પરંતુ પરનું કાંઈ પણ કરે એવું કદી બનતું નથી.

૨. જીવનું કર્તાપણું :—(૧) ચૈતન્યસ્વભાવપણાને લીધે, કર્તૃસ્થિત ( કર્તામાં રહેલી ક્રિયાનો ) જ્ઞપ્તિ તથા દૃશિનો જીવ જ કર્તા છે. તેના સંબંધમાં રહેલું પુદ્ગલ તેનું કર્તા નથી,

૧. પ્રવચનસાર ગા. ૯૫ પૃ. ૧૫૦.

જેમ [1]આકાશાદિ નથી તેમ. (૨) ચૈતન્યના વિવર્તરૂપ (પલટા-રૂપ) સંકલ્પની ઉત્પત્તિ જીવમાં થતી હોવાને લીધે, (क) સુખની અભિલાષારૂપ ક્રિયાનો, (ख) દુઃખની ઉદ્વેગરૂપ ક્રિયાનો તથા (ग) પોતાથી ચેતવામાં આવતા શુભ–અશુભ ભાવોને રચનારૂપ ક્રિયાનો જીવ જ કર્તા છે, અન્ય નહિ. (૩) શુભાશુભ કર્મના ફળભૂત ઇષ્ટ-અનિષ્ટ વિષય-ઉપભોગક્રિયાનો સુખ-દુઃખસ્વરૂપ સ્વ-પરિણામ ક્રિયાની માફક જીવ જ કર્તા છે, અન્ય[2] નથી.

(૩) આથી એમ સમજાવ્યું કે ઉપર કહેલાં અસાધારણ કાર્યો દ્વારા પુદ્ગલથી ભિન્ન એવો આત્મા અનુમાન કરી શકવા યોગ્ય છે.

(૪) જીવ વિકાર કે અવિકારપણે સ્વયમેવ છ કારકરૂપે વર્તતો થકો [3]અન્યકારકની (નિમિત્તોની) અપેક્ષા રાખતો નથી.

---

૧. ઇષ્ટોપદેશની ગાથા ૩૫ માં જેમ બધાં નિમિત્તો 'ધર્માસ્તિકાયવત્' કહ્યાં છે, તેમ અહીં કર્મના ઉદય, ક્ષયોપશમ, ક્ષય, ઉપશમાદિ ઇન્દ્રિય–મન–નોકર્મ સર્વે નિમિત્તોને 'યથાકાશાદિ' કહ્યાં છે, પંચાસ્તિકાય ગા. ૧૨૨, પૃ. ૧૮૩.

૨. પંચાસ્તિકાય. ગા. ૧૨૨, પૃ. ૧૮૩–૧૮૪.

૩. પંચાસ્તિકાય ગા. ૬૨, પૃ. ૧૦૫. (જીવમાં કર્તૃત્વગુણ હોવાથી અને અનાદિથી તેની પર્યાય ને કર્મનો સંબંધ હોવાથી, વળી તેનું ત્રિકાળ એકપણું ધ્રુવ રહેતું હોવાથી તેઓ પારિણામિકભાવથી અનાદિઅનન્ત; ઔદાયિક, ક્ષાયોપશમિક અને ઔપશમિકભાવોથી સાદિસાંત છે. તેઓ જ ક્ષાયિકભાવથી સાદિઅનંત છે. પંચાસ્તિકાય ગા. ૫૩ પૃ. ૯૩.

૩. નયો:—(૧) આ ગાથામાં ત્રણ નયો કહ્યા છે—
(૧) શુદ્ધનય, (૨) નિશ્ચયનય, (૩) વ્યવહારનય. અહીં
વ્યવહારનયે જીવને પુદ્ગલકર્મ-નોકર્મ આદિનો કર્તા કહ્યો છે;
ઉપર 'કર્તાપણું' અને 'જીવનું કર્તાપણું' એ મથાળા નીચે
જીવ પરનો કર્તા કદીપણ નથી એમ બતાવ્યું છે. પણ પુદ્ગલની
ક્રિયા વખતે કયા જીવનો રાગાદિ વિકારભાવ નિમિત્ત હતો
તેટલું જ્ઞાન કરાવવા માટે 'વ્યવહારનયે' કર્તા કહ્યો છે. પરંતુ
પરદ્રવ્યની પર્યાયનો કર્તા-હર્તા જીવ કદીપણ થઈ શકતો નથી
એમ સમજવું.

(૨) શુદ્ધનય:—શુદ્ધનયથી જીવ પોતાના ત્રિકાળી શુદ્ધ-
સ્વરૂપના આશ્રયે શુદ્ધભાવોનો કર્તા છે. સંવર-નિર્જરા-મોક્ષ-
નિશ્ચયસમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર, નિશ્ચયપ્રતિક્રમણ-પ્રત્યાખ્યાન,
આલોચના, ધ્યાન, ભક્તિ, પ્રાયશ્ચિત, સમાધિ આદિ સર્વે
નિશ્ચયક્રિયા—જે સત વીતરાગી ક્રિયા છે, તેનો જીવ કર્તા છે.

(૩) નિશ્ચયનય:—જીવ પોતાના દોષથી રાગાદિ ચેતન
ભાવકર્મોનો કર્તા છે. શુભાશુભ ભાવોનો (ચેતન કર્મોનો) જીવ
કર્તા છે. પુદ્ગલકર્મનો ઉદય તે ચેતન ભાવોનો કર્તા નથી,
એમ બતાવવા માટે તેને 'નિશ્ચયનય'[૧] એવી સંજ્ઞા આપવામાં
આવે છે. પણ તે નિશ્ચયનય અશુદ્ધ નિશ્ચયનય છે. શુદ્ધનયની
અપેક્ષાએ તે પણ 'વ્યવહારનય' છે. આ ગાથામાં કહેલો
'વ્યવહારનય' તે પર સાથેનો સંબંધ બતાવે છે. પરજીવોનું

---

૧. જુઓ, શ્રી સમયસારમાં શ્રી જયસેન આચાર્યની ટીકા.
ગા. ૫૭, ૧૦૨, ૧૧૩ થી ૧૧૫, ૧૩૭-૩૮.

કે પરદ્રવ્યનું આ જીવ ત્રણકાળ-ત્રણલોકમાં કાંઈ કરી શકતો નથી, તેમ જ તેનું નિમિત્ત પણ થઈ શકતો નથી; એમ સમજવું.

તાત્પર્ય :—(૧) શુદ્ધ-અશુદ્ધ ભાવોનું જે પરિણમન છે તેનું કર્તૃત્વ જીવને છે એ જાણવા યોગ્ય છે, પણ હસ્તાદિ શરીરની કોઈપણ[1] ક્રિયાનો કર્તા જીવ કદી પણ (-એક સમય પણ) નથી એમ નક્કી કરવું. એમ નક્કી કરવામાં આવે તો જ—શરીરની કે પરપદાર્થની—બોલવાની, ખાવા-પીવાની આદિ ક્રિયાની જે અનાદિની જીવની કર્તૃત્વબુદ્ધિ છે તે છૂટે અને પોતાના આત્મસ્વરૂપની ભાવના કરે. (૨) જીવને જાણીને અચૈતન્ય સ્વભાવને લીધે જ્ઞાનથી ભિન્ન એવાં જીવ સંબદ્ધ કે અસંબદ્ધ [2]અજીવને પોતાથી ભેદબુદ્ધિની પ્રસિદ્ધિ અર્થે જાણો. (૩) નિત્ય નિરંજન, નિષ્ક્રિય, નિજ આત્મસ્વરૂપની ભાવના-રહિત અજ્ઞાની જીવો કર્મ-નોકર્માદિના પોતે કર્તા નહીં હોવા છતાં માને છે, તેથી તેમને કર્મ-નોકર્મ આદિના કર્તા કહેવામાં આવે છે.

૫. વિશેષ :—ગાથા ૨૯-૩૦ તથા ૩૨ થી ૩૭ સુધી ભાવાસ્રવ-બંધ-પુણ્ય-પાપ, સંવર, નિર્જરા અને મોક્ષ એ જીવભાવોને લગતી છે. માટે આ ગાથા સાથે તે ગાથાઓ પણ વાંચવી ૮.

---

૧. બૃ. દ્રવ્યસંગ્રહ ગા. ૮. પૃ. ૧૯.

૨. પંચાસ્તિકાય ગા. ૧૨૩, પૃ. ૧૮૫.

## ૫. ભોક્તૃત્વ અધિકાર

ववहारा सुहदुक्खं पुग्गलकम्मफलं पभुंजेदि ।
आदा णिच्छयणयदो चेदणभावं खु आदस्स ॥ १ ॥
व्यवहारात् सुखदुःखं पुद्गलकर्मफलं प्रभुङ्क्ते ।
आत्मा निश्चयनयतः चेतनभावं खलु आत्मनः ॥ १ ॥

અન્વયાર્થ:—[ व्यवहारात् ] વ્યવહારનયથી [ आत्मा ] આત્મા-જીવ, [ सुखःदुख ] સુખ-દુઃખરૂપ [ पुद्गलकर्म फलं ] પુદ્ગલકર્મનું ફળ ભોગવે છે અને [ निश्चयनयतः ] નિશ્ચયનયથી [ खलु ] નિયમપૂર્વક [ आत्मनः ] આત્માના [ चेतनभावं ] ચૈતન્યભાવને ભોગવે છે.

ભાવાર્થ:—૧. ભોક્તાપણું:—ભોક્તૃત્વ[1] અને અભોક્તૃત્વ એ સામાન્ય ગુણો છએ દ્રવ્યોમાં છે. ભોક્તૃત્વગુણના કારણે દરેક દ્રવ્ય પોતાની અવસ્થાનો ભોક્તા છે અને અભોક્તૃત્વ ગુણના કારણે પરને કદી ભોગવી શકતો નથી. આ કારણે જીવ પોતાના પર્યાયને જ ભોગવે, પણ પરને ભોગવે એવું ત્રણકાળ-ત્રણલોકમાં કદી પણ બનતું નથી.

૨. જીવનું ભોક્તાપણું:—જીવ હર્ષ-વિષાદરૂપ અર્થાત્ સુખ-દુઃખરૂપ પોતાના વિકારી ભાવોનો અશુદ્ધ દશામાં ભોક્તા છે. સાધક દશામાં જીવ અતીન્દ્રિય સુખનો અંશે ભોક્તા છે, અને કેવળજ્ઞાન થતાં પોતાના પરિપૂર્ણ સુખનો ભોક્તા છે. જીવ પુદ્ગલકર્મના અનુભાગનો કે પર પદાર્થોનો ભોક્તા નથી.

૧. પ્રવચનસાર ગા. ૯૫, પૃ. ૧૫૦.

છે કે—જીવ યથાર્થ વસ્તુસ્વરૂપને જાણીને પરની અને વિકારની કર્તૃત્વ અને ભોક્તૃત્વબુદ્ધિને છોડે અને પોતાના સહજ નિર્વિકાર ચિદાનંદસ્વરૂપ શુદ્ધ પર્યાયનો કર્તા-ભોક્તા થવાનો સતત પ્રયત્ન કરે. ૯.

## ૬. સ્વદેહપરિમાણત્વ અધિકાર

अणुगुरुदेहपमाणो उवसंहारप्पसप्पदो चेदा ।
असमुहदो ववहारा णिच्चयणयदो असंखदेसो वा ॥ १० ॥

अणुगुरुदेहप्रमाणः उपसंहारप्रसर्पाभ्यां चेतयिता ।
असमुद्घातात् व्यवहारात् निश्चयनयतः असंख्यदेशः वा ।

અન્વયાર્થ :-[ व्यवहारात् ] વ્યવહારનયથી [ चेतयिता ] જીવ [ उपसंहारप्रसर्पाभ्यां ] *સંકોચ અને વિસ્તારના કારણે [असमुद्घातात् ] સમુદ્ઘાત※ અવસ્થાને છોડીને, [ अणुगुरुदेह-

---

*જહ પઉમરાયરયણં ખિત્તં ખીરે પભાસયદિ ખીરં,
તહ દેહી દેહત્થો સદેહમિત્તં પભાસયદિ.
( પંચાસ્તિકાય ગા. ૩૩ )

અર્થ :—જેવી રીતે દૂધમાં નાખેલું પદ્મરાગમણિ દૂધને પોતાની કાંતિથી પ્રકાશમાન કરે છે, તેવી જ રીતે સંસારી જીવ પોતાના શરીર પ્રમાણે જ રહે છે. દૂધ ગરમ કરવાથી ઊભરાય છે ત્યારે દૂધની સાથે જ પદ્મરાગમણિની કાન્તિ પણ વધતી જાય છે. એવી રીતે જ્યારે શરીર પુષ્ટ થઈ જાય છે ત્યારે તેની સાથેસાથે આત્માના પ્રદેશ પણ ફેલાઈ જાય છે, તથા શરીર દુર્બળ થઈ જાય છે ત્યારે જીવના પ્રદેશો પણ સંકોચાઈ જાય છે.

※મૂલસરીરમછંડિય ઉત્તરદેહસ્સ જીવપિંડસ્સ,
ણિગ્ગમણં દેહાદો હોદિ સમુગ્ઘાદણામં તુ.

ભાવાર્થ:—૧. જીવનું સ્વક્ષેત્ર:—દરેક જીવ લોકાકાશ જેટલા અસંખ્યાત પ્રદેશોમય છે. *પ્રદેશોની આ સંખ્યા ત્રિકાળ તેટલી જ રહે છે, કેમકે તે એક અખંડ દ્રવ્ય છે. જીવ અખંડ દ્રવ્ય હોવાથી તેના કદી ખંડ–છેદન–ટુકડા વગેરે થઈ શકે નહીં. સર્વે મૂળ દ્રવ્યો અખંડ છે. (પુદ્ગળ સ્કંધોનો સ્વભાવ જ પોતાની યોગ્યતાથી સ્વકાળે છેદન–ભેદન–ટુકડારૂપ થવાનો છે.) દરેક દ્રવ્ય જુદું હોવાથી જીવના સ્વક્ષેત્રમાં બીજું કોઈ દ્રવ્ય પેસી શકે નહીં અને જીવ પરક્ષેત્રમાં અર્થાત્ શરીરમાં પેસી શકે નહીં. જીવ અને શરીરનો સંબંધ એક-ક્ષેત્રાવગાહ સંબંધ છે.

૨. પ્રદેશત્વ ગુણ:—દરેક દ્રવ્યને પ્રદેશત્વગુણ હોય છે,

---

બિલાડાના આકારે સિન્દૂર રંગનું પૂતળું નીકળે છે; તે જેના પર ક્રોધ થયો હોય તેનો નાશ કરે છે અને સાથોસાથ તે મુનિનો પણ નાશ કરે છે. આને અશુભ તૈજસ કહે છે.

૬. આહારક:—છઠ્ઠા ગુણસ્થાને વર્તતા કોઈ પરમ ઋદ્ધિધારી મુનિને તત્ત્વ સંબંધી શંકા થતાં, પોતાના તપના બળથી મૂળ શરીરને છોડ્યા વગર મસ્તકમાંથી એક હાથ જેવડું પુરુષાકાર સફેદ અને શુભ પૂતળું નીકળીને કેવળી અથવા શ્રુતકેવળી પાસે જઈને તેમનાં ચરણોનો સ્પર્શ થતાં જ પોતાની શંકા દૂર કરીને પોતાના સ્થાનમાં પ્રવેશ કરે છે.

૭. કેવલ:—કેવળજ્ઞાન ઉત્પન્ન થયા પછી મૂળ શરીરને છોડ્યા સિવાય દંડ, કપાટ, પ્રતર અને લોકપૂરણ ક્રિયા કરતાં કેવળીના આત્માના પ્રદેશોનું ફેલાવું.

* પ્રદેશનું સ્વરૂપ ગા. ૨૭માં આપ્યું છે.

કેમકે તે એક સામાન્ય ગુણ છે. જે શક્તિના કારણે દ્રવ્યનો કોઈ ને કોઈ આકાર અવશ્ય હોય તેને પ્રદેશત્વ ગુણ કહે છે. આ ગુણના કારણે જીવને હર સમય પોતાનો આકાર હોય છે. જીવના પ્રદેશો લોકપ્રમાણ અસંખ્યાત (સંખ્યા અપેક્ષાએ) તેટલા જ રહે છે પણ સંસાર દશામાં તે પ્રદેશો પોતાના કારણે સંકોચ-વિસ્તાર પામે છે. જીવનો આકાર સંસાર દશામાં એકસરખો રહેતો નથી.[1] પોતાને સંયોગરૂપે જે શરીર હોય છે તેના આકાર મુજબ જીવનો પોતાનો આકાર પોતાના કારણે (સમુદ્ઘાતના પ્રસંગો સિવાયના કાળે) હોય છે. સિદ્ધ-દશામાં આકાર કેવો હોય તે હવે પછી ગાથા ૧૪ તથા ૫૧ માં કહેલ છે.

૩. નય :-જીવના જે અસંખ્યાત પ્રદેશો છે, તે સંખ્યા તેટલી ને તેટલી જ રહે છે અને કોઈપણ કાળે એકપણ પ્રદેશ ઓછોવત્તો થતો નથી, તેમ બીજા દ્રવ્યના પ્રદેશો સાથે એકમેક થઈ શકતો નથી. તે પ્રદેશોની સંખ્યા નિશ્ચય (ખરેખર) છે, તેથી તે [2]નિશ્ચયનયનો વિષય છે. અને જીવના પ્રદેશોનો આકાર (સંસારીને શરીરનો સંબંધ હોય છે. તેથી)

---

૧. તે કારણે જીવનું સંસ્થાન અનિર્દિષ્ટ છે એમ કહેવામાં આવ્યું છે. જુઓ, સમયસાર ગા. ૪૯. આ સંબંધમાં જુઓ, પંચાસ્તિકાય ગા. ૩૩-૩૪, ટીકા, પૃ. ૬૪ થી ૬૬.

૨. આ નયો પ્રમાણજ્ઞાન કરવા માટે અર્થાત્ વસ્તુસ્વરૂપ (પ્રદેશો સંબંધી સમજવા માટે છે. ધર્મપરિણતિ પ્રગટ કરવા માટે તો એક પોતાનો જ્ઞાયકસ્વભાવ જ આશ્રય કરવા યોગ્ય છે. સંસારી દશામાં બન્ને નયોનો વિષય સાથે રહે છે.

[1]વ્યવહારનયે શરીરાકારે કહેવામાં આવે છે. જીવનો આકાર શરીરાકારરૂપ થઈ જતો નથી પણ પોતારૂપે જ રહે છે એમ સમજવું.

તાત્પર્યઃ—પૌદ્‌ગલિક દેહ સાથે જીવને મારાપણાની માન્યતા અનાદિની છે અને તે કારણે તે સંસારમાં પરિભ્રમણ કરી દુઃખી થઈ રહ્યો છે. માટે દેહાદિનું મમત્વ છોડી, નિર્મોહ નિજ શુદ્ધાત્માની [2]ભાવના કર્તવ્ય છે. ૧૦

## ૭. સંસારિત્વ અધિકાર

पुढविजलतेयवाउ वणप्फदि विविहथावरेइंदी ।
विगतिगचदुपंचक्खा तसजीवा होंति संखादी ॥ ११ ॥

पृथिवीजलतेजोवायुवनस्पतयः विविधस्थावरैकेन्द्रियाः ।
द्विकत्रिकचतुः पंचाक्षाः त्रसजीवाः भवन्ति शंखादयः ॥ ११ ॥

અન્વયાર્થઃ—[ पृथिवीजलतेजोवायुवनस्पतयः ] પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ [ विविधस्थावरैकेन्द्रियाः ] અનેક પ્રકારના સ્થાવર એકેન્દ્રિય જીવ છે અને [ शंखादयः ] શંખ વગેરે [ द्विक त्रिक चतुः पंचाक्षाः ] બેઇન્દ્રિય, તેઇન્દ્રિય, ચૌરેન્દ્રિય અને પંચેન્દ્રિય [ त्रसजीवाः ] એ ત્રસ જીવ છે.

ભાવાર્થઃ—૧. સંસારિત્વઃ— (૧) જીવોની બે અવસ્થા છે: (૧) સિદ્ધ અને (૨) સંસારી. સિદ્ધ જીવો

---

૧. શરીર પર પદાર્થ છે, તેથી તેના આકાર સાથેનો સંબંધ બતાવવો તે અનુપચરિત અસદ્‌ભૂતવ્યવહારનય છે. જુઓ, બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૨૩.

૨. બૃ. દ્રવ્યસંગ્રહ ગા. ૧૦ ટીકા, પૃ. ૨૪.

અગ્નિકાય, વાયુકાય, વનસ્પતિકાય. બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિય સુધીના જીવો ત્રસકાય છે. શારૂઆં કહેલાં એ કાયો, ઇંદ્રિયો કે મન તે પુદ્ગલની પર્યાયો છે જીવ નથી; પણ તેમનામાં રહેલ જે જ્ઞાન છે તે જીવ છે એમ સમજવું.

(પંચાસ્તિકાય ગા. ૧૨૧ પૃ. ૧૮૨)

૩. જીવોના બીજા પ્રકારે ભેદો[૧] :—જીવતત્ત્વ સામાન્યપણે એક પ્રકારે છે. બદ્ધ અને મુક્ત એમ બે પ્રકારે છે. હવે જીવોના ત્રણ પ્રકારના ભેદો કહેવામાં આવે છે :

(૧) અસિદ્ધ, નોસિદ્ધ, સિદ્ધ. 'નો' નો અર્થ અલ્પ અહીં થાય છે. ચોથા ગુણસ્થાનથી જીવને નોસિદ્ધ કહેવામાં આવે છે.

(૨) મિથ્યાદૃષ્ટિ અસિદ્ધ, સમ્યગ્દૃષ્ટિ ઇષત્ સિદ્ધ, રત્નત્રયઆપ્ત સિદ્ધ.

(૪) નય :— આ જીવોને લગતા નયો ગાથા ૧૩ માં આપ્યા છે.

તાત્પર્ય :—વિશુદ્ધ જ્ઞાન-દર્શનસ્વભાવ નિજ પરમાત્મસ્વરૂપની ભાવનાથી ઉત્પન્ન પારમાર્થિક સુખથી અજ્ઞાત હોવાના કારણે જીવ ઇન્દ્રિય-સુખમાં રુચિપૂર્વક આસક્ત થઈ એકેન્દ્રિયાદિ જીવોનો વધ કરે છે તેથી તે ત્રસ-સ્થાવર થાય છે. માટે તેના નાશને અર્થે નિજ પરમાત્માની ભાવના[૨] કર્તવ્ય છે એમ સમજવું. ૧૧

---

૧. તત્ત્વાર્થસાર ગા. ૨૩૪ પૃ. ૧૨૩.

૨. બૃ. દ્રવ્યસંગ્રહ ગા. ૧૧. પૃ. ૨૫.

समणा अमणा णेया पंचेंदिय णिम्मणा परे सव्वे।
बादरसुहुमेइंदी सव्वे पज्जत्त इदरा य ॥ १२ ॥
समनस्काः अमनस्काः ज्ञेयाः पंचेन्द्रियाः निर्मनस्काः परे सर्वे।
बादरसूक्ष्मैकेन्द्रियाः सर्वे पर्याप्ताः इतरे च ॥ १२ ॥

અન્વયાર્થ:—[ पंचेन्द्रियाः ] પંચેન્દ્રિય જીવ [समनस्काः] મન સહિત અને [ अमनस्काः ] મન રહિત [ ज्ञेयाः ] જાણવા જોઈએ. અને [ परे सर्वे ] બાકીના બધા [ निर्मनस्काः ] મન રહિત જાણવા. તેમાં [ एकेन्द्रियाः ] એકેન્દ્રિય જીવ [ बादरः सूक्ष्माः ] બાદર અને સુક્ષ્મ એમ બે પ્રકારના છે [ सर्वे ] અને તે બધા [ पर्याप्ताः ] પર્યાપ્ત [ च ] અને [ इतरे ] અપર્યાપ્ત હોય છે.

ભાવાર્થ:—(૧) પંચેન્દ્રિય જીવના બે ભેદ છે: સંજ્ઞી અને અસંજ્ઞી. એકેન્દ્રિય જીવના પણ બે ભેદ છે: બાદર અને સૂક્ષ્મ. બાદર એકેન્દ્રિય જીવ બીજાને બાધા આપે છે અને પોતે બાધા પામે છે. એ કોઈ પદાર્થના આધારે રહે છે. સૂક્ષ્મ એકેન્દ્રિય જીવ આખા લોકાકાશમાં ફેલાએલ છે, તે કોઈને બાધા આપતા નથી તેમ કોઈથી બાધા પામતા નથી.

(૨) બેઇન્દ્રિય, તેઇન્દ્રિય અને ચૌરેન્દ્રિય જીવ એ બધા

---

* જે દ્વારા અનેક પ્રકારના જીવના ભેદ જાણી શકાય તેને જીવસમાસ કહે છે.




સંજ્ઞી પર્યાપ્ત અને સંજ્ઞી અપર્યાપ્ત એ પ્રમાણે કહેવું, આ ચૌદ જીવસમાસ છે.

## જીવના બીજા ભેદ

* मग्गणगुणठाणेहि य चउदसहि हवंति तह असुद्धणया ।
विण्णेया संसारी सव्वे सुद्धा हु सुद्धणया ॥ १३ ॥
मार्गणागुणस्थानैः चतुर्दशभिः भवन्ति तथा अशुद्धनयात् ।
विज्ञेयाः संसारिणः सर्वे शुद्धाः खलु शुद्धनयात् ॥ १३ ॥

અન્વયાર્થ:—[तथा] તથા [संसारिणः] સંસારી જીવ [अशुद्धनयात्] અશુદ્ધનયથી [मार्गणागुणस्थानैः] માર્ગણા-સ્થાન અને ગુણસ્થાનની અપેક્ષાથી [चतुर्दशभिः] ચૌદ-ચૌદ પ્રકારના [भवन्ति] હોય છે. [शुद्धनयात्] શુદ્ધ નિશ્ચયનયથી [सर्वे] બધા સંસારી જીવ [खलु] ખરેખર [शुद्धाः] શુદ્ધ [विज्ञेयाः] જાણવા.

* ગઇ ઇન્દિયેસુ કાયે જોગે વેદે કસાયણાણે ય,
સંજમદંસણલેસ્સા ભવિયા સમ્મત્ત સંણિ આહારે.

અર્થ:—૧-ગતિ [ચાર], ૨-ઇન્દ્રિય [પાંચ], ૪-કાય [છ], ૪-યોગ [ત્રણ], ૫-વેદ [ત્રણ], ૬-કષાય [પચીસ], ૭-જ્ઞાન [આઠ], ૮-સંયમ પાંચ સંયમ, એક અસંયમ અને સંયમાસંયમ [સાત], ૯-દર્શન [ચાર], ૧૦-લેશ્યા [છ], ૧૧-ભવ્યત્વ [બે], ૧૨-સમ્યક્ત્વ [છ], ૧૩-સંજ્ઞિત્વ [બે] અને ૧૪-આહાર [બે]-એ ચૌદ માર્ગણાઓ છે.

### ગુણસ્થાનોનાં નામ અને લક્ષણ

મિચ્છો સાસણ મિસ્સો અવિરદસમ્મો દેસવિરદો ય ।
વિરદા પમત્ત ઇદરો અપુવ્વ અણિયટ્ટ સુહુમો ય ॥
ઉવસંત ખીણમોહો સજોગકેવલિજિણો અજોગી ય ।
ચઉદસ ગુણઠાણાણિ ય કમેણ સિદ્ધા ય ણાદવ્વા ॥

२. शुद्ध પારિણામિક પરમભાવ:—(૧) પારિણામિકનો અર્થ સહજસ્વભાવ છે. ઉત્પાદ-વ્યયરહિત ધ્રુવ એકરૂપ સ્થિર રહેવાવાળો ભાવ પારિણામિકભાવ છે. પારિણામિકભાવ સર્વે જીવોને સામાન્ય હોય છે, અર્થાત્ સર્વે જીવો ત્રણે કાળ (અનાદિ-અનંત) ધ્રુવસ્વરૂપે—શક્તિરૂપે—શુદ્ધ છે. ઔદયિક-ઔપશમિક-ક્ષાયોપશમિક અને ક્ષાયિક એ ચાર ભાવોથી રહિત જે ભાવ છે, તે પારિણામિક ભાવ છે. [ દ્રવ્ય

---

પ્ર સાર ગા. ૩૪ પૃ. ૪૫ "निश्चयेन शुद्ध + + जीवः पश्चाद् व्यवहारेण नरनारकादिरूपो...."

ગા ૫૫. પૃ. ૭૨ "जीवस्तावत् शक्तिरूपेण शुद्ध द्रव्यार्थिक-नयेन अमूर्त + + पश्चात् + + व्यवहारेण ।"

ગા. ૭૦ પૃ. ૨૮૫ "यथायमात्मा + + पश्चात् ।"

પંચાસ્તિકાય ગા. ૧૧૩ પૃ. ૧૧૭ ટીકા જયસેનાચાર્ય "परमार्थेन स्वाधीन अनंतज्ञान + + पश्चात् अज्ञानेन ।"

ગા. ૧૫૪ પૃ. ૨૨૫ "जीव निश्चयनयेन विशुद्ध + + पश्चात् व्य."

ગા. ૫૧-૫૨ પૃ ૧૦૦ "निश्चयनयेन अनन्य पश्चात् व्य. + +"

ગા. ૨૯ પૃ. ૬૪ "निश्चयनयेन + + तावत् इत्थंभूतोपि संसारावस्थायां..."

બૃ. द्रव्यसंग्रह ગા. ૪ પૃ. ૧૧ 'तथाहि आत्मा + + तावत् पश्चात् ।"

ગા. ૫ પૃ. ૧૩ "आत्मा हि निश्चयनयेन....केवलज्ञानरूपां तावत्"

ગા. ૧૩ની સૂચનિકા "शुद्ध द्रव्यार्थिकनयेन शुद्ध...पपि जीवाः पश्चात् अशुद्धनयेन चतुर्दशमार्गणा + +"

પોતાને ધારી રાખે છે અર્થાત્ પોતે હૈયાત રહે છે, તેથી
તેને 'પરિણામ' કહે છે.] એવા પરિણામસ્વરૂપ ભાવને
પારિણામિકભાવ કહેવામાં આવે છે. આ પાંચ ભાવોમાં કર્મો-
પાધિની ચાર દશા—ઉદય-ઉપશમ-ક્ષયોપશમ અને ક્ષય જેમનું
નિમિત્તકારણ છે એવા ચાર ભાવો છે. જેમાં કર્મોપાધિરૂપ
નિમિત્ત બિલકુલ નથી-માત્ર દ્રવ્યસ્વભાવ જ જેનું કારણ છે-
એવો એક પારિણામિક ભાવ છે.

(૨) એ ભાવ ત્રિકાળ શુદ્ધ અને પરમ છે, તેથી તેને
શુદ્ધપારિણામિક પરમભાવ કહેવામાં આવે છે, કેમકે તેના આશ્રયે
જીવને શુદ્ધ પર્યાય પ્રગટે છે; બીજા ચાર ભાવોને 'અપરમ'
ભાવ કહેવામાં આવે છે, કેમકે તેમના આશ્રયે જીવને અશુદ્ધ
પર્યાય[1] પ્રગટે છે.

(૩) સમસ્ત કર્મરૂપી વિષવૃક્ષને ઉખેડી નાખવામાં સમર્થ
એવો આ પરમભાવ ત્રિકાળ નિરાવરણ છે.

૩. **सव्वे सुद्धा हु सुद्धणया** (શુદ્ધનયે સર્વ જીવ ખરે-
ખર શુદ્ધ છે. શુદ્ધનયનો અર્થ અહીં દ્રવ્યાર્થિકનય થાય છે. આ
દૃષ્ટિએ જોતાં સર્વ જીવો શુદ્ધ જ્ઞાયકસ્વભાવના ધારક છે. માત્ર
પર્યાયદૃષ્ટિએ જીવોની પર્યાયોમાં ફેર હોય છે. તે બતાવવા માટે
અહીં તેને અશુદ્ધ નયનો વિષય કહેવામાં આવે છે. તે પર્યાયો
જીવ પોતે પોતાથી જ-પરથી નિરપેક્ષપણે-નિશ્ચયનયે કરે છે.

---

૧. આ સંબંધીનું વિશેષ વર્ણન શ્રી પંચાસ્તિકાય શાસ્ત્રની
ગાથા ૫૩ થી ૬૮ અને તેની ટીકામાં, તથા મોક્ષશાસ્ત્રના
અધ્યાય ૨ સૂત્ર ૧ થી ૮ અને તેની ટીકામાં કરવામાં
આવ્યું છે. ત્યાંથી જોઈ લેવું.

કર્મનું નિમિત્ત હોવા છતાં કર્મ તે કરાતું નથી; તેથી, પરથી તેનું ભેદજ્ઞાન કરાવવા માટે 'અશુદ્ધનય' કહેવામાં આવે છે, અને શુદ્ધનયની અપેક્ષાએ અશુદ્ધનય પણ વ્યવહારનય છે—એમ સમજવું. આ કારણે શ્રી સમયસારની ૫૬મી ગાથામાં માર્ગણા-સ્થાન-ગુણસ્થાનાદિ ભાવોને વ્યવહારનયનો વિષય કહ્યો છે.[1]

માર્ગણાસ્થાન:— જે જે ધર્મ-વિશેષોથી જીવોનું અન્વેષણ (શોધ) કરવામાં આવે તે તે ધર્મ-વિશેષોને માર્ગણા કહેવામાં આવે છે. તેનાં ચૌદ સ્થાનો—ભેદ—છે. તેનાં નામ:—

(૧) ગતિ (૨) ઇન્દ્રિય (૩) કાય (૪) યોગ (૫) વેદ (૬) કષાય (૭) જ્ઞાન (૮) સંયમ (૯) દર્શન (૧૦) લેશ્યા (૧૧) ભવ્યત્વ (૧૨) સમ્યક્ત્વ (૧૩) સંજ્ઞિત્વ (૧૪) આહારત્વ.[2]

આ બધાં ભગવાન પરમાત્માને (નિજ ત્રિકાળ શુદ્ધાત્માને) શુદ્ધનિશ્ચયનયના બળે નથી[3] પણ અશુદ્ધનયે છે.

૫. ગુણસ્થાન:—મોહ અને યોગના સદ્ભાવથી કે અભાવથી, જીવના શ્રદ્ધા—ચારિત્ર—યોગ આદિ ગુણોની તારતમ્યતારૂપ અવસ્થા વિશેષોને 'ગુણસ્થાન' કહે છે. તેના પણ ચૌદ ભેદો છે. આ ચૌદ ભેદો ભગવાન પરમાત્માને શુદ્ધ નિશ્ચયનયના

---

૧. શ્રી રાયચંદ્ર જૈન શાસ્ત્રમાલા—સમયસાર ગા. ૬૮ નીચે શ્રી જયસેન આચાર્યની ટીકા. પૃ. ૧૧૧–૧૧૨; ગા. ૫૭. પૃ. ૧૦૧; ગા. ૧૦૨ પૃ. ૧૬૭; ગા. ૧૧૩ થી ૧૧૫ પૃ. ૧૭૯; ગા. ૧૩૭–૩૮; પૃ. ૧૯૮.

૨. આનો વિશેષ વર્ણન માટે જુઓ, આ ગાથા ૧૩ નીચેની ફૂટનોટ.

૩. નિયમસાર ગા. ૪૨ ટીકા પૃ. ૮૮.

બળે નથી, પણ અશુદ્ધનયે છે—એમ ગાથાનો અર્થ સમજવો.

તાત્પર્ય:—જીવ તો પરમાર્થે ચૈતન્યશક્તિ માત્ર છે. તે અવિનાશી હોવાથી શુદ્ધપારિણામિકભાવ કહેવાય છે. તે ભાવ ધ્યેય (–ધ્યાન કરવાયોગ્ય) છે. પણ તે ધ્યાનરૂપ નથી, કેમકે ધ્યાનપર્યાય વિનશ્વર છે, અને શુદ્ધપારિણામિક ભાવ દ્રવ્યરૂપ છે તેથી તે અવિનાશી છે, માટે તે જ આશ્રય કરવા યોગ્ય છે—એમ સમજવું. ૧૩.

## ૮-૯. સિદ્ધત્વ અને વિસ્રસા ઊર્ધ્વગમનત્વ અધિકાર

णिक्कम्मा अट्ठगुणा किंचूणा चरमदेहदो सिद्धा ।
लोयग्गठिदा णिच्चा उप्पादवयेहिं संजुत्ता ॥ १४ ॥

निष्कर्माणः अष्टगुणाः किंचिदूनाः चरमदेहतः सिद्धाः
लोकाग्रस्थिताः नित्याः उत्पादव्ययाभ्यां संयुक्ताः ॥ १४ ॥

અન્વયાર્થ:—[ निष्कर्माणः ] જ્ઞાનાવરણ આદિ આઠ કર્મરહિત, [ अष्टगुणाः ] સમ્યક્ત્વાદિ* આઠ ગુણો સહિત, [ चरमदेहतः ] અન્તિમ શરીરથી [ किंचिदूनाः ] કાંઈક ન્યૂન

---

* ૧. સમ્યક્ત્વ, ૨. જ્ઞાન, ૩ દર્શન, ૪. વીર્ય, ૫. સૂક્ષ્મત્વ, ૬. અવગાહન, ૭. અગુરુલઘુ, ૮. અવ્યાબાધ–આ સર્વ ગુણોની પરિપૂર્ણ શુદ્ધ પર્યાયો સિદ્ધમાં હોય છે. આઠ કર્મનો અભાવ હોય છે. વ્યવહારથી આઠ ગુણ અને નિશ્ચયથી અનંત-ગુણ સર્વ સિદ્ધ ભગવંતોને હોય છે. [ પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશબંધથી મુક્ત થઈને જીવ ઊર્ધ્વગમન કરે છે. સંસારી જીવોને વિદિશામાં નહિ જતાં આકાશના પ્રદેશોની શ્રેણી અનુસાર ચારેકોની છ દિશાઓમાં ગમન થાય છે. ]

[ लोकाग्रस्थिताः ] ત્રણ લોકના અગ્રભાગે સ્થિત, [ नित्याः ] ધ્રુવ અવિનાશી, [ उत्पादव्ययाभ्यां ] ઉત્પાદ અને વ્યય [ संयुक्ताः ] સહિત જીવ [ सिद्धाः ] સિદ્ધ છે.

ભાવાર્થ:—(૧) સિદ્ધ ભગવાનને પ્રગટ થયેલા આ ગુણો ( પર્યાયો ):—ખરેખર ( નિશ્ચયથી ) સિદ્ધ ભગવાનો આઠ ગુણો જ નહિ પણ અનંત ગુણો ( પરિપૂર્ણ શુદ્ધ પર્યાયો ) પ્રગટ થઈ ગયા છે. પણ આઠ ગુણોનું વર્ણન મધ્યમ રુચિવાળા શિષ્યોની અપેક્ષાએ ( વ્યવહારનયથી ) કહ્યું[૧] છે.

૨. સંક્ષેપરુચિ શિષ્યો પ્રત્યે[૨]:—( ૧ ) અભેદનયે અનંતજ્ઞાનાદિ ચતુષ્ટય, (૨) અનંતજ્ઞાન-દર્શન-સુખત્રય, (૩) કેવળજ્ઞાન-દર્શન બે, (૪) સાક્ષાત્ અભેદનયે—શુદ્ધ ચૈતન્ય જ એક ગુણ—એમ સંક્ષેપરુચિ શિષ્યોની અપેક્ષાએ ટૂંકમાં કહેવામાં આવે છે.

૩. મધ્યમરુચિ શિષ્યો પ્રત્યે[૨]:— સમ્યક્ત્વાદિ આઠ ગુણો મધ્યમરુચિ શિષ્યોની અપેક્ષાએ કહેવામાં આવે છે. વિશેષ ભેદ નયે—(૧) નિર્ગતિત્વ, (૨) નિરિન્દ્રિયત્વ, (૩) નિષ્કાયત્વ, (૪) નિર્યોગત્વ, (૫) નિર્વેદત્વ, (૬) નિષ્કષાયત્વ (૭) નિર્નામત્વ, (૮) નિર્ગોત્રત્વ, (૯) નિરાયુત્વ—ઇત્યાદિ વિશેષ ગુણો તેમ જ (૧) અસ્તિત્વ, (૨) વસ્તુત્વ, (૩) પ્રમેયત્વાદિ સામાન્ય ગુણો—એમ સ્વાગમથી અવિરોધ અનંત ગુણો જાણવા.

---

૧. પં. હીરાલાલજી ટીકા. દ્રવ્યસંગ્રહ પૃ. ૪૯.

૨. બૃ. દ્રવ્યસંગ્રહ, પૃ. ૩૮; પ્રવચનસાર ગા. ૧૧૭, પૃ. ૧૬૭ માં શ્રી જયસેનાચાર્યે નિર્નામ તથા નિર્ગોત્ર કહ્યાં છે.

૪. આઠ ગુણો-પર્યાયોનું ટૂંક સ્વરૂપ :—

(૧) કેવળજ્ઞાન :—ત્રણલોક-ત્રણકાળવર્તી સમસ્ત વસ્તુગત અનંતધર્મોને યુગપત વિશેષરૂપે પ્રકાશે તે કેવળજ્ઞાન.[1]

(૨) કેવળદર્શન :—તે સર્વને યુગપત્ સામાન્યરૂપે પ્રકાશે તે કેવળદર્શન.

(૩) અનંત પદાર્થોના જ્ઞાનમાં ખેદરહિતપણું તે અનંતવીર્ય.

(૪) સમસ્ત જીવાદિ તત્ત્વોના વિષયમાં વિપરીત અભિનિવેશ ( અભિપ્રાય ) રહિત પરિણતિ તે પરમ ક્ષાયિકસમ્યક્ત્વ.[2] ( આમાં સમ્યક્ચારિત્ર, અને અનંતસુખનો સમાવેશ થાય છે ).

(૫) સૂક્ષ્મ અતીન્દ્રિય કેવળજ્ઞાનનો વિષય હોવાથી સિદ્ધોના સ્વરૂપને સૂક્ષ્મ કહે છે, તે સૂક્ષ્મત્વ[2] છે,

(૬) એક સિદ્ધ હોય ત્યાં અનંત સિદ્ધો સમાવેશ પામે તે અવગાહન.[2]

(૭) જીવોમાં નાના-મોટાપણાનો અભાવ તે અગુરુલઘુ,

(૮) કોઈથી બાધા ન પામે તે અવ્યાબાધ.

---

૧. પ્રવચનસાર ગા. ૧૫, પૃ. ૧૯; પંચાસ્તિકાય ગા. ૪૯, પૃ. ૯૮; ગા. ૯૬, પૃ. ૧૫૫; ગા. ૧૫૪, પૃ. ૨૨૪. શ્રી જયસેનજી સમયસાર કલશ ૨ ભાવાર્થ, પૃ. ૪. [ કેવળી અપેક્ષિત ધર્મોને ન જાણે એવી માન્યતા ન્યાયવિરુદ્ધ છે. કેવળી સર્વ રહસ્યોને જાણે છે. કેવળી અમુકને ન જાણે એમ માનનાર કેવળીને ( સર્વજ્ઞ ન માનતાં ) અલ્પ માને છે. ]

૨. બૃ. દ્રવ્યસંગ્રહ પા. ૩૭-૩૮.

તાત્પર્ય:—કેવળી-સિદ્ધભગવાન રાગાદિરૂપ પરિણમતા નથી અને સંસાર અવસ્થાને ઇચ્છતા નથી, તે શ્રદ્ધાનનું બળ જાણવું* જેવું સાત તત્ત્વોનું શ્રદ્ધાન છદ્મસ્થને હોય છે તેવું જ કેવળી-સિદ્ધભગવાનને પણ હોય છે. માટે જ્ઞાનાદિકની હીનતા-અધિકતા હોવા છતાં પણ તિર્યંચાદિક અને કેવળી-સિદ્ધભગવાનને સમ્યક્ત્વ ગુણ તો સમાન જ કહ્યો છે. માટે સર્વ જીવોએ તેવું શ્રદ્ધાન પ્રગટ કરવું અને આગળ વધવાનો પ્રયાસ ચાલુ રાખવો જોઈએ. ૧૪.

## અજીવ દ્રવ્યોનું વર્ણન

જોકે શુદ્ધબુદ્ધ એકસ્વભાવ પરમાત્મદ્રવ્ય ઉપાદેય છે, તોપણ હેયરૂપ જે અજીવ દ્રવ્યો છે તેનું કથન કરવામાં આવે છે; કારણ કે હેય તત્ત્વનું પરિજ્ઞાન કર્યા વિના તેનો આશ્રય છોડી ઉપાદેય તત્ત્વનો આશ્રય કરી શકાતો નથી.

## અજીવ તત્ત્વના ભેદ

अज्जीवो पुण णेओ पुग्गल धम्मो अधम्म आयासं ।
कालो पुग्गल मुत्तो रूवादिगुणो अमुत्ति सेसा दु ॥ १५ ॥

अजीवः पुनः ज्ञेयः पुद्गलः धर्मः अधर्मः आकाशम् ।
कालः पुद्गलः मूर्तः रूपादिगुणः अमूर्ताः शेषाः तु ॥ १५ ॥

અન્વયાર્થ:—[ पुनः ] વળી [ पुद्गलः ] પુદ્ગલ, [ धर्मः ] ધર્મ, [ अधर्मः ] અધર્મ, [ आकाशम् ] આકાશ અને [ कालः ]

*. મોક્ષમાર્ગ પ્રકાશક ૯મો અધિકાર પૃ. ૩૨૩. (આ ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે કેવળી અને સિદ્ધ ભગવાન જેવું જ નિશ્ચયસમ્યક્ત્વ ચોથા ગુણસ્થાને હોય છે.)

કાલ એને [ अजीवः ] અજીવ દ્રવ્ય [ ज्ञेयाः ] જાણવાં. [ पुद्गलः ] પુદ્ગલદ્રવ્ય [ रूपादिगुणः ] રૂપાદિ ગુણવાળું [ मूर्तः ] મૂર્તિક છે [ तु ] અને [ शेषाः ] બાકીનાં દ્રવ્યો [ अमूर्ताः ] અમૂર્તિક (અરૂપી) છે.

ભાવાર્થ:—૧. અજીવનો અર્થ:—જે દ્રવ્યોમાં જાણવા-દેખવાની શક્તિ ન હોય તેને અજીવ દ્રવ્યો કહે છે.

૨. અજીવ દ્રવ્યના ભેદો:—અજીવ દ્રવ્યના પાંચ ભેદ છે. (૧) પુદ્ગલ, (૨) ધર્મ, (૩) અધર્મ, (૪) આકાશ અને (૫) કાળ તેમાં પુદ્ગલ મૂર્તિક છે; બાકીનાં ચાર દ્રવ્યો અમૂર્તિક છે. જેમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ—એ ગુણો હોય તે મૂર્તિક છે; જેમાં તે ન હોય તે અમૂર્તિક છે. ગાથા ૭માં અમૂર્તિકની વ્યાખ્યા આપી છે. મૂર્તિક દ્રવ્યના એ ચાર ગુણો તથા તેની પર્યાયોનો કોઠો પૂર્વે આવી ગયો છે.

તાત્પર્ય:—(૧) ઉપાદેયભૂત અનંત સુખરૂપ જીવાસ્તિકાયથી વિલક્ષણ હોવાથી આ હેયતત્ત્વ છે એમ સમજવું. (૨) આ ગાથાના પરિજ્ઞાનનું ફળ:—પરમાત્મતત્ત્વથી અજીવ દ્રવ્યો ભિન્ન છે, (અર્થાત્ જીવ તેનું કાંઈ કોઈ પ્રકારે કરી શકે નહિ અને તેઓ જીવનું કાંઈ કોઈ પ્રકારે કરી શકે નહિ—એવું દૃઢ નિશ્ચયાત્મક જ્ઞાન થવું તે છે.) (૩) પાંચ દ્રવ્યોનું સ્વકીય (પોતપોતાના) પરિણામે પરિણમન એ જ તેનું કર્તૃત્વ છે. (૪) કર્તૃત્વ અને

---

(૧) પંચાસ્તિકાય ગા ૭૪ ટીકા પૃ. ૧૨૭ શ્રી જયસેનજી
(૨) પંચાસ્તિકાય ગા. ૭૫ ટીકા પૃ. ૧૨૯ શ્રી જયસેનજી.
(૩) બૃ દ્રવ્યસંગ્રહ પૃ. ૬૯, દ્વિતીય અધિકાર શરૂમાં વિશેષ ગાથાની ટીકા. (૪) પ્રવચનસાર ગા. ૯૫ પૃ. ૧૧૦ (ઉપર તાત્પર્યમાં ૧ થી ૪ ના આ આધારો છે.)

અકર્તૃત્વ—એવા બે સામાન્ય ગુણો દરેક દ્રવ્યમાં હોય છે. માટે એ પાંચ દ્રવ્યો તો પોતે પોતાની પર્યાયોના કર્તા છે, કોઈપણ પદાર્થ પરદ્રવ્ય તથા પરની પર્યાયનો કર્તા થઈ શકતો નથી. (૫) કોઈપણ જીવ પુદ્ગલનું કાંઈ કરી શકતો નથી, તે પૂર્વે ગાથા ૮ માં કહેવાઈ ગયું છે. ૧૫.

પુદ્ગલદ્રવ્યની પર્યાયો

सद्दो बंधो सुहुमो थूलो संठाण भेद तम छाया।
उज्जोदादवसहिया पुग्गलदव्वस्स पज्जाया ॥ १६ ॥

शब्दः बन्धः सूक्ष्मः स्थूलः संस्थानभेदतमश्छायाः।
उद्योतातपसहिताः पुद्गलद्रव्यस्य पर्यायाः ॥ १६ ॥

અન્વયાર્થ:—[ शब्दः ] શબ્દ, [ बंधः ] બંધ, [ सूक्ष्मः ] સૂક્ષ્મ, [ स्थूलः ] સ્થૂળ, [ संस्थान ] આકાર, [ भेद ] ખંડ, [ तमः ] અંધકાર, [ छायाः ] છાયા, [ उद्योतातपसहिता ] ઉદ્યોત અને આતપ સહિત [ पुद्गलद्रव्यस्य ] પુદ્ગલ દ્રવ્યના [ पर्यायाः ] પર્યાયો છે.

ભાવાર્થ:—૧. દસ પર્યાયો—પુદ્ગલ દ્રવ્યના શબ્દ વગેરે દસ* પર્યાયો છે.

* ૧–વીણા વગેરેનો સ્વર તે શબ્દ. ૨–લાખ અને લાકડી વગેરેનું જોડાવું તે બંધ. ૩–ઇન્દ્રિયો દ્વારા અગ્રાહ્ય તે સૂક્ષ્મ. ૪–ઇન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય તે સ્થૂલ. ૫–ત્રિકોણ, ચતુષ્કોણ, ગોળ વગેરે તે આકાર. ૬–સ્કંધનો કોઈપણ ભાગ તે ખંડ. ૭–દૃષ્ટિને રોકે તે અંધકાર. ૮–તડકામાં મનુષ્યની છાયા તથા દર્પણમાં મુખાદિ દેખાય તે છાયા, પ્રતિબિંબ. ૯–ચંદ્રમા અથવા ચંદ્રકાન્તમણિનો પ્રકાશ તે ઉદ્યોત. ૧૦–સૂર્ય અથવા સૂર્યકાન્તમણિનો પ્રકાશ તે આતપ.

અન્વયાર્થ:—[ गतिपरिणतानां ] ગતિમાં પરિણમેલા [ पुद्गलजीवानां ] પુદ્ગલ અને જીવોને [ गमनसहकारी ] ચાલવામાં સહકારી [ धर्मः ] ધર્મદ્રવ્ય છે. [ यथा ] જેવી રીતે [ मत्स्यानां ] માછલીઓને [ तोयं ] પાણી સહકારી છે. પણ [ सः ] તે ધર્મદ્રવ્ય [ अगच्छतां ] નહિ ચાલવાવાળાને [ नैव नयति ] કદાપિ ચલાવતું નથી.

ભાવાર્થ:—૧. ગમન:—જીવ અને પુદ્ગલ એ બે દ્રવ્યોનો સામાન્ય ગુણ 'સક્રિયત્વ'[1] છે, તેથી એ બે દ્રવ્યો ગમન કરે છે. ક્ષેત્રથી ક્ષેત્રાંતર ગમનરૂપ પરિસ્પંદવાળી—ચલનવાળી ક્રિયા જેમાં વિદ્યમાન છે તે ક્રિયાવંત [2]જીવ–પુદ્ગલ છે.

૨. ગતિનિમિત્તતા:—ધર્માસ્તિકાય દ્રવ્યનો ગતિનિમિત્તતા વિશેષ ગુણ છે. આ દ્રવ્ય સિવાય બીજા કોઈ દ્રવ્યમાં તે નથી.

૩. એક જ કાળે સમસ્તને નિમિત્ત:—એક જ કાળે ગતિપરિણત સમસ્ત જીવ–પુદ્ગલોને લોક સુધી ગમનનું હેતુપણું ધર્મદ્રવ્યને જણાવે છે કારણ કે:—

(૧) કાળ અને પુદ્ગલ એકપ્રદેશી હોવાથી તેમને તે સંભવતું નથી.

(૨) જીવ સમુદ્દઘાત સિવાય અન્યત્ર લોકના અસંખ્યાતમાં ભાગમાત્ર હોવાથી તેને તે સંભવતું નથી.

(૩) લોક અને અલોકની સીમા અચલિત હોવાથી આકાશને તે સંભવતું નથી.

(૧) પ્રવચનસાર ગા. ૯૫ પૃ. ૧૫૦.
(૨) બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૬૮.

(૪) અને વિરુદ્ધ કાર્યનો હેતુ હોવાથી અધર્મને તે સંભવતું[1] નથી.

૪. સહકારી:—(૧) સહકારીનો અર્થ [2]નિમિત્તમાત્ર છે. જેમ સિદ્ધ ભગવાન ઉદાસીન છે તોપણ સિદ્ધગુણાનુરાગે પરિણત ભવ્ય જીવોને સિદ્ધગતિ માટે સહકારી કારણ છે, તેમ ધર્મદ્રવ્ય પણ, પોતાના સ્વભાવે જ ગતિપરિણત જીવ-પુદ્‌ગલોનું ઉદાસીન (તોપણ ગતિનું) [2]સહકારી કારણ છે. ગાથામાં લોકપ્રસિદ્ધ જળ અને માછલાનું દૃષ્ટાંત આપ્યું છે. (૨) સ્વયમેવ જ ગમનાદિ ક્રિયારૂપ પ્રવર્તતા જે જીવ-પુદ્‌ગલ તેને ધર્માસ્તિકાય સહકારી કારણ છે. [3]તેમાં તેનું કારણપણું એટલું જ છે કે જ્યાં ધર્માદિક દ્રવ્ય હોય ત્યાં જ ગમનાદિ ક્રિયારૂપ જીવ-પુદ્‌ગલ પ્રવર્તે છે.

૫. પ્રદેશો:—આ દ્રવ્યના પ્રદેશો લોકપ્રમાણ અસંખ્યાત છે અને તે એક અખંડ લોકવ્યાપી દ્રવ્ય છે (ગાથા ૨૫ માં આ સ્પષ્ટતા કરી છે)

તાત્પર્ય:—ધર્મ-અધર્મ તે સ્વતંત્ર દ્રવ્યો છે તેનો અહીં પુણ્ય-પાપ એવો અર્થ કરવો નહિ. કેમકે પાંચ દ્રવ્યો જીવને

---

૧. પ્રવચનસાર ગા. ૧૩૩-૧૩૪, પૃ. ૨૩૩.

૨. પંચાસ્તિકાય ગા. ૮૪ શ્રી જયસેનજી ટીકા પૃ. ૧૪૨. (હિંદી પૃ. ૧૪૨માં 'નિમિત્તમાત્ર' પં. હેમરાજજીએ કહેલ છે. ગા. ૮૪ માં છ વાર, ગાથા ૮૫ માં ત્રણ વાર 'નિમિત્તમાત્ર' શબ્દ વાપર્યો છે)

૩. ગોમ્મટસાર જીવકાણ્ડ ગા. ૫૬૭ મો.ટી. ટીકા.

નિમિત્ત છે તોપણ તેને દુઃખનાં (નિમિત્ત) કારણ જાણી અક્ષય અનંત સુખાદિકારણ વિશુદ્ધજ્ઞાન-દર્શનોપયોગસ્વભાવ નિજ-પરમદ્રવ્યને ધ્યેય બનાવી તેમાં સાધકે અનુષ્ઠાન* કરવું એ કર્તવ્ય છે. ૧૭.

## અધર્મદ્રવ્યનું લક્ષણ

ठाणजुदाण अधम्मो पुग्गलजीवाण ठाणसहयारी ।
छाया जह पहियाणं गच्छंता णेव सो धरई ॥ १८ ॥
स्थानयुतानां अधर्मः पुद्गलजीवानां स्थानसहकारी ।
छाया यथा पथिकानां गच्छतां नैव सः धरति ॥ १८ ॥

અન્વયાર્થઃ—[ स्थानयुतानां ] સ્થિર થયેલા [ पुद्गलजीवानां ] પુદ્ગલ અને જીવ દ્રવ્યોને [ स्थानसहकारी ] સ્થિર રહેવામાં સહકારી [ अधर्मः ] અધર્મદ્રવ્ય છે [ यथा ] જેવી રીતે [ पथिकानां ] મુસાફરોને [ छाया ] છાયા. પણ [ सः ] તે અધર્મદ્રવ્ય [ गच्छतां ] ચાલવાવાળા જીવ અને પુદ્ગલ દ્રવ્યોને [ नैव धरति ] કદાપિ રોકી રાખતું નથી.

ભાવાર્થઃ—૧. ગતિપૂર્વક સ્થિતિઃ—સ્વયં ગતિપૂર્વક સ્થિતિરૂપ પરિણમેલાં જીવ અને પુદ્ગલને સ્થિર રહેવામાં જે નિમિત્ત હોય તેને અધર્માસ્તિકાય દ્રવ્ય કહે છે. જેમ મુસાફરને સ્થિર રહેવામાં વૃક્ષની છાયા. સદાય સ્થિર રહેનારાં ધર્માસ્તિકાય, આકાશ અને કાળ દ્રવ્યો કે જે અનાદિથી સ્થિર જ છે તેમની સ્થિતિમાં અધર્મદ્રવ્યનું નિમિત્તપણું નથી.

* શ્રી પ્રવચનસાર ગા. ૧૩૩-૧૩૪ શ્રી જયસેનજી ટીકા પૃ. ૧૮૯-૯૦.

૨. સ્થિતિકરણત્વ:—અધર્માસ્તિકાય દ્રવ્યનો [1]સ્થિતિ-કરણત્વ એ વિશેષ ગુણ છે. આ દ્રવ્ય સિવાય બીજા કોઈ દ્રવ્યમાં તે ગુણ નથી.

૩. એક જ કાળે સમસ્તને નિમિત્ત:—એક જ કાળે (ગતિપૂર્વક) સ્થિતિપરિણત સમસ્ત જીવ-પુદ્‌ગલોને લોક સુધી સ્થિતિનું હેતુપણું અધર્મદ્રવ્યને જણાવે છે કારણ કે:-

(૧) કાળ અને પુદ્‌ગલ એકપ્રદેશી હોવાથી તેમને તે સંભવતું નથી,
(૨) જીવ સમુદ્‌ઘાત સિવાય અન્યત્ર લોકના અસંખ્યાતમાં ભાગમાત્ર હોવાથી તેને તે સંભવતું નથી,
(૩) લોક અને અલોકની સીમા અચલિત હોવાથી આકાશને તે સંભવતું નથી,
(૪) અને વિરુદ્ધ કાર્યનો હેતુ હોવાથી ધર્મદ્રવ્યને તે સંભવતું નથી.[2]

૪. સહકારી:—ગાથા ૧૭નો પારા ૪ અહીં પણ લાગુ પડે છે.[3]

૫. પ્રદેશો:—ગાથા ૧૯નો પારા ૫ અહીં પણ લાગુ પડે છે

તાત્પર્ય:—(૧) ગાથા ૧૭નો પારા ૬ વાંચો. (૨) અહીં એમ આશય છે કે-જે દ્રવ્ય ગમનનું નિમિત્ત છે, જે દ્રવ્ય સ્થિતિનું કારણ છે, વળી બીજું જે દ્રવ્ય સર્વને સ્થાન

---

૧. પ્રવચનસાર ગા. ૯૫, પૃ. ૧૫૦.

૨. પ્રવચનસાર ગા. ૧૩૩-૩૪ પૃ. ૨૩૪.

૩. પંચાસ્તિકાય ગા ૮૬ પૃ. ૧૪૪ જયસેનાચાર્ય ટીકા.

દેવામાં પ્રવીણ છે, તે બધાને સમ્યક્દ્રવ્યરૂપે અવલોકીને (યથાર્થપણે સ્વતંત્ર દ્રવ્ય તરીકે સમજીને) ભવ્યસમૂહ સર્વદા નિજ તત્ત્વમાં પ્રવેશો *

જેમ શુદ્ધાત્મસ્વરૂપમાં સ્થિતિનું નિશ્ચયથી વીતરાગ નિર્વિકલ્પ સ્વસંવેદન કારણ છે તથા વ્યવહારથી અર્હંત-સિદ્ધાદિ પરમેષ્ઠીના ગુણોનું સ્મરણ કારણ છે, તેમ જીવ-પુદ્‌ગલોને સ્થિતિનું નિશ્ચયકારણ પોતાનું ઉપાદાનકારણ છે તથા વ્યવહારથી અધર્મ-દ્રવ્ય કારણ છે.—એવો સૂત્રાર્થ છે. ૧૮.

## આકાશદ્રવ્યનું લક્ષણ

अवगासदाणजोग्गं जीवादीणं वियाण आयासं ।
जेण्णं लोगागासं अल्लोगागासमिदि दुविहं ॥ १९ ॥

अवकाशदानयोग्यं जीवादीनां विजानीहि आकाशम् ।
जैनं लोकाकाशं अलोकाकाशं इति द्विविधम् ॥ १९ ॥

અન્વયાર્થઃ—[ जीवादीनां ] જીવ આદિ દ્રવ્યોને [ अवकाशदानयोग्यं ] અવકાશદાન યોગ્ય [ जैनं ] જિનેન્દ્ર ભગવાને દર્શાવેલું [ आकाशं ] આકાશ દ્રવ્ય [ विजानीहि ] જાણવું. આ આકાશ દ્રવ્ય [ लोकाकाशं ] લોકાકાશ અને [ अलोकाकाशं ] અલોકાકાશ [ इति ] એમ [ द्विविधं ] બે પ્રકારનું છે.

ભાવાર્થઃ-૧. અવકાશદાન યોગ્યઃ—ષટ્ દ્રવ્યાત્મક

* નિયમસાર ગા. ૩૦ શ્લોક ૪૬ પૃ. ૬૪-૬૫.

લોકમાં [1]બધાં બાકીનાં દ્રવ્યોને જે પૂરેપૂરા અવકાશનું નિમિત્ત છે તે આકાશ છે, કે જે વિશુદ્ધ ક્ષેત્રરૂપ છે.

૨. એક જ કાળે સર્વ દ્રવ્યોને અવગાહન:--[2]એક જ કાળે સર્વ દ્રવ્યોને સાધારણ અવગાહનું નિમિત્તભૂતપણું આકાશને જણાવે છે. કારણ કે, બાકીનાં દ્રવ્યો સર્વવ્યાપક નહિ હોવાથી તેમને તે સંભવતું નથી.

૩. સર્વવ્યાપી:-(૧) આકાશ એક સર્વવ્યાપી અખંડ દ્રવ્ય છે, પણ ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય દ્રવ્યો તેમાં હોવાથી આકાશના લોકાકાશ અને અલોકાકાશ એવા બે ભેદ પડે છે. જો ધર્મ-અધર્મ દ્રવ્ય લોકમાં ન હોત તો લોક-અલોક એવા બે ભેદ ન [3]પડત. (જુઓ, હવે પછીની ગાથા ૨૦) આ આકાશની વચોવચ[4] લોકાકાશ છે, જેમાં જીવાદિ પદાર્થો રહે છે (૨) સિદ્ધ ભગવાન કે કોઈપણ દ્રવ્ય લોકાકાશના વિસ્તારને વધારી શકે અને અલોકાકાશને ઓછો કરી શકે એવી શક્તિ ધરાવતું નથી. (દરેક દ્રવ્યમાં અકર્તૃત્વ ગુણ

---

૧. જેઓ નિશ્ચયનયે નિત્યનિરંજન જ્ઞાનમય પરમાનંદ જેનું લક્ષણ છે એવા અનંતાનંત જીવો, તેમનાથી અનંતગણા પુદ્‌ગલો, અસંખ્ય કાળાણુઓ, અને અસંખ્યપ્રદેશી ધર્મ અને અધર્મ એ બધાંય દ્રવ્યો વિશિષ્ટ અવગાહન વડે લોકાકાશમાં, જોકે તે લોકાકાશમાત્ર અસંખ્યપ્રદેશી છે તોપણ અવકાશ મેળવે છે. (પંચાસ્તિકાય ગા. ૯૦ પૃ. ૧૪૩.)

૨. પ્રવચનસાર ગા. ૧૩૩-૧૩૪ ટીકા, પૃ. ૨૩૩.

૩. પંચાસ્તિકાય ગા. ૮૭ ટીકા, પૃ. ૧૩૮.

૪. બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૫૧.

હોવાથી પરનું કાંઈ કરી શકે નહિ જો કરે તો બન્ને દ્રવ્યોનો નાશ થાય)

તાત્પર્ય:—પૂર્વની ગા. ૧૭-૧૮ માં કહેલ છે તે અહીં પણ લાગુ પડે છે. શુદ્ધબુદ્ધ એક સ્વભાવ+ મોક્ષનું કારણ છે, માટે સર્વપ્રકારે ઉપાદેયરૂપ શુદ્ધ જીવાસ્તિકાયથી આકાશદ્રવ્ય ભિન્ન છે, તેથી તે હેય છે. ૧૯.

લોકાકાશ અને અલોકાકાશનું લક્ષણ

धम्माधम्मा कालो पुग्गलजीवा य संति जावदिये ।
आयासे सो लोगो तत्तो परदो अलोगुत्ति ।२०।

धर्माधर्मौ कालः पुद्गलजीवाः च सन्ति यावतिके ।
आकाशे सः लोकः ततः परतः अलोकः उक्तः ॥ २० ॥

અન્વયાર્થ:—[ यावतिके ] જેટલા [ आकाशे ] આકાશમાં [ धर्माधर्मौ ] ધર્મ દ્રવ્ય, અધર્મ દ્રવ્ય [ कालः ] કાળ દ્રવ્ય [ च ] અને [ पुद्गलजीवाः ] પુદ્ગલ દ્રવ્યો અને જીવ દ્રવ્યો [ सन्ति ] રહેલાં છે, [ सः ] તેને [ लोकः ] લોકાકાશ* કહેવાય છે, [ ततः ] લોકાકાશથી [ परतः ] બહાર છે તેને [ अलोकः ] અલોકાકાશ [ उक्तः ] કહેવામાં આવે છે.

---

+ પંચાસ્તિકાય ગા. ૯૦ નું મથાળું. પૃ. ૧૪૯ હિંદી.

* यत्र पुण्यपापफललोकनं स लोकः। અર્થ:—જ્યાં પુણ્ય અને પાપનાં સુખ અને દુઃખરૂપ ફળ જોવામાં આવે તેને લોક કહે છે. આ જીવમાં જોવામાં આવે છે. જીવદ્રવ્ય લોકાકાશમાં જ રહે છે. અથવા लोक्यन्ते-दृश्यन्ते जीवादि पदार्थाः यत्र स लोकः। અર્થ:—જ્યાં જીવ વગેરે દ્રવ્યો જોવામાં આવે તેને લોક કહે છે.

ભાવાર્થ :— ૧. લોકાકાશ-અલોકાકાશ:— (૧) જેટલા સ્થાનમાં બધાં દ્રવ્યો માલૂમ પડે તેને લોકાકાશ કહે છે. અને લોકાકાશની બહાર કેવળ આકાશ છે તેને અલોકાકાશ કહે છે. (૨) લોકના ત્રણ ભાગ છે—ઊર્ધ્વલોક, મધ્યલોક અને અધોલોક. આને જ ત્રણ લોક કહેવામાં આવે છે, અને તે જ લોકાકાશ છે. તેનાથી બહાર અનંત અલોકાકાશ છે.

૨. લોક અનાદિનિધન :— (૧) આ લોક અનાદિ-અનંત છે. તેને કોઈ પુરુષે બનાવ્યો નથી, કોઈ તેનો નાશ કરી શકતો નથી, કોઈએ તેને ધારણ કર્યો નથી અને કોઈ તેની રક્ષા કરતો નથી. (૨) આ લોકમાં જે જીવાદિ પદાર્થો* છે તે જુદા-જુદા અનાદિનિધન છે. તેમની અવસ્થાની પલટના થયા કરે છે—એ અપેક્ષાએ તેને ઊપજતા વિણસતા કહીએ છીએ. સ્વર્ગ નરક, દ્વીપાદિક છે તે અનાદિથી એ જ પ્રમાણે છે અને સદાકાળ એમ જ રહેશે. જીવાદિક વા સ્વર્ગાદિક સ્વયંસિદ્ધ છે. સંસારમાં જીવ છે તે જ યથાર્થ જ્ઞાનવડે મોક્ષમાર્ગ સાધનથી, સર્વજ્ઞ-વીતરાગ થાય છે ત્યારે તેને પરમબ્રહ્મ કહેવામાં આવે છે કોઈ જુદો આ જગતનો કર્તા પરમબ્રહ્મ નથી.

૩. નાના પ્રમાણવાળા લોકાકાશમાં અનંત દ્રવ્યો કેવી રીતે રહી શકે ?

પ્રશ્ન:—આ *અસંખ્યાત પ્રદેશી લોકાકાશમાં અનંત

* મોક્ષમાર્ગ પ્રકાશક. અ. ૫, પૃ. ૧૧૪-૧૧૫.

જીવો રહે છે, તેનાથી અનંતગણા પુદ્ગલો રહે છે, લોકાકાશનાં અસંખ્ય પ્રદેશોની બરાબર અસંખ્યાત કાલાણુ રહે છે, તથા આખા લોકાકાશમાં ધર્મ અને અધર્મ પણ વ્યાપ્ત છે, તો આ નાના પ્રમાણવાળા લોકાકાશમાં આટલાં અનંત દ્રવ્યો કેમ રહી શકે ?

ઉત્તરઃ—(૧) જેમ એક દીવાના પ્રકાશમાં અનેક દીવાનો પ્રકાશ સમાઈ જાય છે, (૨) જેમ એક ગૂઢરસ વિશેષથી ભરેલાં શીશાના પાત્રમાં ઘણું સુવર્ણ અવકાશ પામે છે, (૩) જેમ દૂધના ભરેલા ઘડામાં તેના પ્રમાણમાં રાખ (ભસ્મ) અને સોઈઓ બરાબર સમાઈ જાય છે તેમ આકાશદ્રવ્યની વિશિષ્ટ અવકાશદાન શક્તિથી ઉપર કહેલાં અનંત દ્રવ્યો પણ લોકાકાશમાં સમાઈ જાય છે, તેના રહેવામાં કાંઈ બાધા આવતી નથી

આકાશ દ્રવ્ય સ્વયં અમૂર્ત્ત છે, તેથી અમૂર્ત્તમાં અનંત અમૂર્ત્ત જીવ તેમ જ ધર્મ-અધર્મ દ્રવ્ય તથા કાલાણુ ( જે અમૂર્ત્ત છે તે ) નિરાબાધ અવકાશ પામે છે. પુદ્ગલ પણ બે પ્રકારના છેઃ સૂક્ષ્મ તથા સ્થૂળ અનંત-બહુભાગ પુદ્ગલ સૂક્ષ્મરૂપે જ આકાશમાં વ્યાપ્ત છે. જે થોડા ભાગના સ્થૂળ પુદ્ગલસ્કંધો છે તે લોકાકાશમાં સમાઈ શકે છે

૪. અવકાશદાન ન માનવામાં દોષઃ—જો આ પ્રકારની અવકાશદાન શક્તિ ન હોય તો લોકના અસંખ્યાત પ્રદેશોમાં અસંખ્યાત પરમાણુઓનો જ નિવાસ હોય, અને એમ હોય,

---

* બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૫૨, પં. હીરાલાલજીકૃત પૃ. ૬૬-૬૭.

- દ્રવ્ય
  - જીવ
    - સંસારી
      - ત્રસ
        - વિકલ
          - દ્વીન્દ્રિય
          - ત્રીન્દ્રિય
          - ચતુરિન્દ્રિય
        - સકલ
          - પંચેન્દ્રિય
            - સંજ્ઞી
            - અસંજ્ઞી
      - સ્થાવર
        - બાદર
          - પૃથ્વી
          - જલ
          - અગ્નિ
          - વાયુ
          - વનસ્પતિ
        - સૂક્ષ્મ
          - પૃથ્વી
          - જલ
          - અગ્નિ
          - વાયુ
          - વનસ્પતિ
    - મુક્ત
  - અજીવ
    - પુદ્ગલ
    - ધર્મ
    - અધર્મ
    - આકાશ
      - લોક
      - અલોક
    - કાળ
      - વ્યવહાર
      - નિશ્ચય

## પુદ્ગલપરમાણુ કાયવાન છે

एयपदेसो वि अणू णाणाखंधप्पदेसदो होदि ।
बहुदेसो उवयारा तेण य काओ भणंति सव्वण्हु ॥ २६ ॥

एकप्रदेशः अपि अणु नानास्कन्धप्रदेशतः भवति ।
बहुदेशः उपचारात् तेन च कायः भणन्ति सर्वज्ञाः ॥ २६ ॥

અન્વયાર્થ:—[ एकप्रदेशः अपि ] એક પ્રદેશવાળો હોવા છતાં [ अणुः ] પુદ્ગલ પરમાણુ [ नानास्कन्धप्रदेशतः ] વિવિધ સ્કંધરૂપ પ્રદેશવાળો થતો હોવાના કારણે [ बहुदेशः ] બહુ-પ્રદેશી [ भवति ] થાય છે [ च ] અને [ तेन ] તે કારણથી [ सर्वज्ञाः ] સર્વજ્ઞદેવ પુદ્ગલપરમાણુને [ उपचारात् ] ઉપ-ચારથી [ कायः ] કાયવાન [ भणन्ति ] કહે છે.

ભાવાર્થ:—પુદ્ગલનો એક પરમાણુ અનેક પ્રકારના સ્કંધોમાં મળવાના કારણે વિધવિધ સ્કંધરૂપે થઈ શકે છે, તેથી તેને કાયવાન કહે છે. પરંતુ કાલાણુ વિધવિધ સ્કંધરૂપે થઈ શકતો નથી. કાલાણુ એકપ્રદેશી છે, કાયવાન નથી ૨૬.

## પ્રદેશનું લક્ષણ

जावदियं आयासं अविभागीपुग्गलाणुउट्ठद्ध ।
तं खु पदेसं जाणे सव्वाणुट्ठाणदाणरिहं ॥ २७ ॥

यावतिकं आकाशं अविभागिपुद्गलाण्वष्टब्धम् ।
तं खलु प्रदेशं जानीहि सर्वाणुस्थानदानार्हम् ॥ २७ ॥

અન્વયાર્થ:—[ यावतिकं ] જેટલું [ आकाशं ] આકાશ [ अविभागिपुद्गलाण्वष्टब्धं ] પુદ્ગલપરમાણુ દ્વારા વ્યાપ્ત છે

[तं] તેને [खलु] ખરેખર [सर्वाणुस्थानदानार्हम्] સર્વ અણુઓને સ્થાન દેવા યોગ્ય [प्रदेशं] પ્રદેશ [जानीहि] જાણવો.

ભાવાર્થ:—આકાશના જેટલા ક્ષેત્રમાં પુદ્‌ગલનો સૌથી નાનો ટુકડો આવી જાય તેટલા ક્ષેત્રને પ્રદેશ કહે છે. આ પ્રદેશમાં ધર્મ અને અધર્મ દ્રવ્યનો પ્રદેશ, કાલાણુ, અને પુદ્‌ગલના અનેક અણુ લોઢાની અંદર આગની માફક સમાઈ શકે છે. આ કારણથી પ્રદેશને બધાં દ્રવ્યના અણુઓને સ્થાન દેવા યોગ્ય કહેલ છે. નાનામાં નાનો અણુ, જેના વિભાગ ન થઈ શકે તેને પરમાણુ કહે છે. ૨૭.

અજીવાધિકાર સંપૂર્ણ

## પ્રથમ અધિકાર સમાપ્ત

---

### પહેલા અધિકારનો સારાંશ

આ અધિકારનો સાર એ છે કે:—

(૧) જીવને મોહ (રાગ દ્વેષ, પુણ્ય પાપ) સાથે એકપણાંની બુદ્ધિ છે; તે છોડી દઈને પોતાના આત્માનો અનુભવ કરવો. મારું આત્મસ્વરૂપ સર્વતઃ નિજરસરૂપ ચૈતન્યના પરિણમનથી પૂર્ણ ભરેલા ભાવવાળુ છે. માટે આ મોહ મારો કાંઈ પણ લાગતો વળગતો નથી, અર્થાત એને અને મારે કાંઈ પણ નાતો નથી. હું તો શુદ્ધ ચૈતન્યના સમૂહરૂપ તેજઃપુંજનો નિધિ છું. એમ નક્કી કરી પોતાથી જ પોતાના એક આત્મસ્વરૂપનો [1]અનુભવ કરવો.

---

૧. સમયસાર કળશ ૩૦, પૃ. ૮૦.

(૨) મારી પ્રચંડ ચિન્માત્ર શક્તિવડે ગ્રાસીભૂત કરવામાં આવ્યાં હોવાથી, જાણે અત્યંત અંતર્મગ્ન થઈ રહ્યાં હોય, જ્ઞાનમાં તદાકાર ડૂબી રહ્યાં હોય—એવી રીતે આત્મામાં પ્રકાશમાન છે—એવાં આ ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ તથા અન્ય જીવ—એ સર્વ પરદ્રવ્યો મારા સંબંધી નથી; કારણ કે ટંકોત્કીર્ણ એક જ્ઞાયકસ્વભાવપણાથી પરમાર્થે અંતરંગતત્ત્વ તો હું છું અને તે પરદ્રવ્યો મારા સ્વભાવથી ભિન્ન સ્વભાવવાળાં હોવાથી, પરમાર્થે બાહ્ય તત્ત્વપણાને છોડવા અસમર્થ છે.

વળી અહીં સ્વયમેવ નિત્ય ઉપયુક્ત એવો અને પરમાર્થે એક, અનાકુળ આત્માને અનુભવતો એવો ભગવાન આત્મા જ જાણે છે કે—હું પ્રગટ નિશ્ચયથી એક જ છું, માટે જ્ઞેય-જ્ઞાયકભાવમાત્રથી ઉપજેલું પરદ્રવ્યો સાથે પરસ્પર મળવું હોવા છતાં પણ, પ્રગટ સ્વાદમાં આવતા સ્વભાવના ભેદને લીધે ધર્મ, અધર્મ, આકાશ, કાળ, પુદ્ગલ અને અન્ય જીવો પ્રત્યે હું નિર્મમ છું; કારણ કે, સદાય પોતાનામાં એકપણાને પ્રાપ્ત હોવાથી આત્મપદાર્થ અથવા દરેક પદાર્થ એવો ને એવો જ [૧]સ્થિત રહે છે.

આ પ્રમાણે ભાવકભાવથી અને જ્ઞેયભાવોથી જીવે ભેદજ્ઞાન કરવું—એ આ અધિકારનો સાર છે.



૧. સમયસાર ગા. ૩૭, પૃ. ૮૧-૮૨

# અધિકાર બીજો

## *આસ્રવ વગેરે પદાર્થોનું વર્ણન

आसवबंधणसंवरणिज्जरमोक्खा सपुण्णपावा जे।
जीवाजीवविसेसा तेवि समासेण पभणामो ॥२८॥
आस्रवबंधनसंवरनिर्जरमोक्षाः सपुण्यपापाः ये।
जीवाजीवविशेषाः तान् अपि समासेन प्रभणामः ॥२८॥

અન્વયાર્થ :—[ ये ] જે [ आस्रवबंधनसंवरनिर्जरमोक्षाः ] આસ્રવ, બંધ, સંવર, નિર્જરા, મોક્ષ [ सपुण्यपापाः ] પુણ્ય અને પાપ સહિત સાત તત્ત્વ છે તે [ जीवाजीवविशेषाः ] જીવ અને અજીવ દ્રવ્યના ભેદ છે [ तान् अपि ] તેઓને પણ [ समासेन ] સંક્ષેપથી [ प्रभणामः ] અમે કહીએ છીએ.

ભાવાર્થ:—૧. સાતતત્ત્વોનાં નામો:—જીવ, અજીવ આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ એ સાત તત્ત્વ છે

---

* જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા અને મોક્ષ–આ સાત તત્ત્વો છે; આમાં પુણ્ય અને પાપ મેળવવાથી નવ પદાર્થ કહેવામાં આવે છે. મોક્ષમાર્ગમાં આ નવ પદાર્થ અવશ્ય જાણવા યોગ્ય છે. આસ્રવ વગેરેમાં જીવ અને અજીવ એટલે કે આત્મા અને કર્મ બન્નેનો સંબંધ છે. કર્મરહિત આત્મા શુદ્ધ એટલે કે મુક્ત કહેવાય છે.

જીવ અને અજીવમાં છ દ્રવ્ય, સાત તત્ત્વ અને નવ પદાર્થોનો સમાવેશ થઈ જાય છે.

૨. જીવ-અજીવની વ્યાખ્યા:—

(૧) જીવ અર્થાત્ આત્મા; તે સદા જ્ઞાતાસ્વરૂપ, પરથી ભિન્ન અને ત્રિકાળ સ્થાયી (ટકનારો) છે. આવા જીવો અનંત છે.

(૨) અજીવ:—જેમાં ચેતના-જાણપણું નથી; તેવાં દ્રવ્યો પાંચ છે. તેમાં ધર્મ, અધર્મ, આકાશ અને કાળાણુ અસંખ્ય —એ ચાર અરૂપી છે; અને પુદ્‌ગલ રૂપી-સ્પર્શ, રસ, ગંધ અને વર્ણસહિત છે. તેની સંખ્યા અનંતાનંત છે.

૩. જીવતત્ત્વ સંબંધી ભૂલ:— જીવ તો ત્રિકાળ જ્ઞાતાસ્વરૂપ છે. તેને જીવ અજ્ઞાનવશ જાણતો નથી અને જે શરીર છે તે હું જ છું, શરીરનું કાર્ય હું કરી શકું છું-એવું માને છે. શરીર સ્વસ્થ હોય તો મને લાભ થાય; બાહ્ય અનુકૂળ સંયોગોથી હું સુખી અને બાહ્ય પ્રતિકૂળ સંયોગોથી હું દુઃખી; હું નિર્ધન, હું ધનવાન, હું બળવાન, હું નિર્બળ, હું મનુષ્ય, હું કુરૂપ, હું સુંદર છું-એવું માને છે. શરીરાશ્રિત ઉપદેશ અને ઉપવાસાદિ ક્રિયાઓમાં પોતાપણું માને છે. હું બોલી શકું, રોટલાદિ ખાઈ શકું, જળાદિ પી શકું, પરજીવોનું ભલું-બુરું કરી શકું, વગેરે પ્રકારે પરદ્રવ્યની ક્રિયાનો પોતાને માલિક માને છે.

આવી રીતે અજ્ઞાની જીવ પરને સ્વસ્વરૂપ માની, પોતાના સ્વતત્ત્વનો (જીવતત્ત્વનો) ઈન્કાર કરે છે. પોતાને પોતારૂપ જાણી તેમાં પરનો અંશ પણ ન મેળવવો તથા પોતાનો અંશ પણ પરમાં ન મેળવવો-એવું સાચું શ્રદ્ધાન કરતો નથી.

૪. અજીવતત્ત્વ સંબંધી ભૂલ:- મિથ્યા અભિપ્રાયવંત જીવ એવું માને છે કે શરીર ઉત્પન્ન થવાથી મારો જન્મ થયો, શરીરનો નાશ થવાથી હું મરી જઈશ, શરીર-ધનાદિ જડ પદાર્થોમાં પરિવર્તન થતા પોતાનામાં ઇષ્ટ-અનિષ્ટ પરિવર્તન માનવું, શરીરની ઉષ્ણ અવસ્થા થતાં મને તાવ આવ્યો, શરીરની ભૂખ-તૃષાદિરૂપ અવસ્થા થતાં મને ભૂખ-તૃષાદિ થઈ રહ્યાં છે એમ માનવું, શરીર કપાઈ જતાં હું કપાઈ ગયો—ઇત્યાદિરૂપ અજીવની અવસ્થાને અજ્ઞાની જીવ પોતાની અવસ્થા માને છે. અજીવને પોતાનું સાધન-કારણ-આધારાદિ માને છે, આ તેની અજીવતત્ત્વ સંબંધી ભૂલ છે; કારણ કે તે અજીવને જીવ માને છે. આમાં અજીવને સ્વતત્ત્વ (જીવતત્ત્વ) સ્વીકારતાં તે અજીવતત્ત્વનો અસ્વીકાર કરે છે.

૫. જીવની મિથ્યાદર્શનરૂપ પ્રવૃત્તિ:—હરકોઈ પ્રકારે પોતાને ને શરીરને તે એકરૂપ માને છે. શરીરના અંગરૂપ સ્પર્શનાદિ દ્રવ્યઇંદ્રિયો છે. અજ્ઞાની જીવ તે સર્વને એકરૂપ માની એમ માને છે કે "હાથ વગેરે સ્પર્શ વડે મેં સ્પર્શ્યું, જીભ વડે મેં ચાખ્યું, નાસિકા વડે મેં સૂંઘ્યું, નેત્ર વડે મેં દીઠું, કાનવડે મેં સાંભળ્યું. દ્રવ્યમન તથા જ્ઞાનને એકરૂપ માની તે એમ માને છે કે મેં મન વડે [1]જાણ્યું." એમ અનેક પ્રકારે માત્ર અચેતન જેવો બની પર્યાયમાં જ અહંબુદ્ધિ ધારે છે.

૬. જીવની મિથ્યાચારિત્રરૂપ પ્રવૃત્તિ:—(૧) પોતાનો સ્વભાવ તો જ્ઞાતા-દ્રષ્ટા છે. હવે પોતે કેવળ દેખવાવાળો-

---

૧. મોક્ષમાર્ગ પ્રકાશક અધિકાર ૪, પૃ. ૮૫.

જાણવાવાળો તો રહેતો નથી; પણ જે જે પદાર્થોને તે દેખે-જાણે છે તેમાં ઇષ્ટ-અનિષ્ટપણું માને છે અને તેથી રાગી દ્વેષી થાય છે. (૨) કોઈના સદ્‌ભાવને તથા કોઈના અભાવને ઇચ્છે છે, પણ તેનો સદ્‌ભાવ કે અભાવ આ જીવનો કર્યો થતો નથી (૩) કારણ કે કોઈ દ્રવ્ય કોઈ અન્ય દ્રવ્યનું કર્તા છે જ નહિ, પણ સર્વ દ્રવ્યો પોતપોતાના સ્વભાવરૂપ પરિણમે છે. (૪) માત્ર આ જીવ વ્યર્થ કષાયભાવ કરી વ્યાકુળ [1]થાય છે.

૭. આસ્રવાદિનું સ્વરૂપઃ—તેને લગતી ગાથાઓમાં આપ્યું છે. ૨૮.

ભાવાસ્રવ અને દ્રવ્યાસ્રવનું લક્ષણ

आसवदि जेण कम्मं परिणामेणप्पणो स विण्णेओ ।
भावासवो जिणुत्तो कम्मासवणं परो होदि ॥ २९ ॥
आस्रवति येन कर्म परिणामेन आत्मनः सः विज्ञेयः ।
भावास्रवः जिनोक्तः कर्मास्रवणं परः भवति ॥ २९ ॥

અન્વયાર્થઃ—[ आत्मनः ] આત્માના [ येन ] જે [ परिणामेन ] પરિણામથી [ कर्म ] કર્મ [ आस्रवति ] આવે છે [ सः ] તેને [ जिनोक्तः ] જિનેશ્વર ભગવાને કહેલો [ भावास्रवः ] ભાવાસ્રવ [ विज्ञेयः ] જાણવો જોઈએ અને [ कर्मास्रवणं ] પુદ્‌ગલ કર્મનું આવવું તે [ परः ] દ્રવ્યાસ્રવ [ भवति ] છે.

ભાવાર્થઃ—૧. આસ્રવઃ—વિકારી શુભાશુભ ભાવરૂપ

૧. મોક્ષમાર્ગ પ્રકાશક અધિકાર ૪, પૃ. ૯૨.

પરિણતિ મૂળ છે તથા વિષય-સેવનમાં અભિલાષા મૂળ છે તેને અવલોકે નહિ.

(૩) બાહ્ય ક્રોધાદિ કરવો તેને કષાય જાણે પણ અભિપ્રાયમાં જે રાગ-દ્વેષ રહે છે તેને ઓળખતો નથી.

(૪) બાહ્ય ચેષ્ટા થાય તેને યોગ જાણે, પણ શક્તિભૂત યોગોને ન જાણે.

એ પ્રમાણે આસ્રવોનું સ્વરૂપ અજ્ઞાની જીવ [1]અન્યથા જાણે છે.

**૧૦. આસ્રવ અને સંસારના અભાવનો ક્રમઃ—**

(૧) ચોથે ગુણસ્થાનમાં મિથ્યાત્વ પ્રથમ જાય છે, મિથ્યાત્વ સંસારનું મૂળ છે. તે જતાં સમ્યગ્દર્શન થાય છે કે જે ધર્મનું મૂળ છે. (૨) પાંચમે ગુણસ્થાનમાં અવિરતિ જાય છે અને ભાવલિંગી શ્રાવકપણું પ્રગટે છે. (૩) સાતમે ગુણસ્થાને પ્રમાદ હોતો નથી. (૪) ૧૧-૧૨મા ગુણસ્થાને કષાય નહિ હોવાથી યથાખ્યાતચારિત્ર પ્રગટે છે. (૫) ૧૪મા ગુણસ્થાને યોગ નહિ રહેવાથી અયોગી ગુણસ્થાન પ્રગટે છે. (૬) અંતમાં અસિદ્ધત્વ નામનો ઔદયિક ભાવ જતાં સિદ્ધદશા પ્રગટે છે.

તાત્પર્યઃ—પારા ૮માં કહેલ જૈનધર્મની આમ્નાય સ્વીકારી પ્રથમ સમ્યગ્દર્શન પ્રગટ કરવું. [2]મુનિપદનો ક્રમ

---

૧. મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૭ પૃ. ૨૩૦.

૨. આ તે કઈ જાતની વિપરીતતા છે કે તત્ત્વજ્ઞાનરહિત અને વિષયાસક્ત જીવને માયાવડે વા લોભ બતાવી મુનિપદ આપી, પાછળથી અન્યથા પ્રવૃત્તિ કરાવવી! પણ એ મહાન અન્યાય છે. (મોક્ષમાર્ગ પ્રકાશક. પૃ. ૧૮૨, અધિકાર ૬.)

## ભાવાસ્રવના ૩૨ ભેદ

- મિથ્યાત્વ ૫
  - એકાંત૧ વિપરીત ૨ વિનય૩ સંશય૪ અજ્ઞાન ૫
- અવિરતિ ૫
  - હિંસા ૬ જૂઠ ૭ ચોરી ૮ અબ્રહ્મ ૯ પરિગ્રહ ૧૦
- પ્રમાદ ૧૫
  - વિકથા ૪
    - સ્ત્રી ૧૧ ભોજન ૧૨ રાષ્ટ્ર ૧૩ રાજ ૧૪
  - કષાય ૪
    - ક્રોધ ૧૫ માન ૧૬ માયા ૧૭ લોભ ૧૮
  - ઇન્દ્રિય ૫
    - સ્પર્શન૧૯ રસના૨૦ ઘ્રાણ૨૧ ચક્ષુ૨૨ શ્રોત્ર૨૩
  - નિદ્રા ૧ — નિદ્રા ૨૪
  - પ્રણય ૧ — પ્રણય ૨૫
- યોગ ૩
  - મન૨૬ વચન ૨૭ કાય ૨૮
- કષાય ૩
  - ક્રોધ૨૯ માન ૩૦ માયા ૩૧ લોભ ૩૨

કાર્મણવર્ગણાના પુદ્‌ગલસ્કંધ જે આવે છે તેને દ્રવ્યાસ્રવ કહે છે. ૩૧.

---

૨. દર્શનાવરણ—જ્યારે આત્મા પોતે પોતાના દર્શન-ભાવનો ઘાત કરે ત્યારે આત્માના દર્શનગુણના ઘાતમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને દર્શનાવરણ કહે છે.

૩. વેદનીય—આત્માને સગવડતા કે અગવડતાના સંયોગો પ્રાપ્ત થવામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને વેદનીય કહે છે.

૪. મોહનીય—જીવ પોતાના સ્વરૂપને ભૂલીને સ્વ-પરને એકરૂપ માને અથવા સ્વરૂપાચરણમાં અસાવધાની કરે ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને મોહનીય કહે છે.

૫. આયુ—જ્યારે જીવ પોતાની યોગ્યતાથી નરક, તિર્યંચ, મનુષ્ય કે દેવના શરીરમાં રોકાઈ રહે ત્યારે જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને આયુકર્મ કહે છે.

૬. નામ—જીવ જે શરીરમાં હોય તે શરીરાદિ રચનામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને નામકર્મ કહે છે.

૭. ગોત્ર—જીવને ઊંચ કે નીચ આચરણવાળા કુળમાં પેદા થવામાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને ગોત્રકર્મ કહે છે.

૮. અંતરાય—જીવને દાન, લાભ, ભોગ, ઉપભોગ અને વીર્યના વિઘ્નમાં જે કર્મનો ઉદય નિમિત્ત થાય તેને અંતરાયકર્મ કહે છે.

આ પ્રમાણે આઠ કર્મોના ૫+૯+૨+૨૮+૪+૯૩+૨+૫=૧૪૮ એકસો અડતાલીસ ભેદ છે. વાસ્તવમાં કર્મોના અનંત ભેદ છે.

ભાવબંધ અને દ્રવ્યબંધનું લક્ષણ

वज्झदि कम्मं जेण दु चेदणभावेण भावबंधो सो ।
कम्मादपदेसाणं अण्णोण्णपवेसणं इदरो ॥ ३२ ॥

बध्यते कर्म येन तु चेतनभावेन भावबन्धः सः ।
कर्मात्मप्रदेशानां अन्योन्यप्रवेशनं इतरः ॥ ३२ ॥

અન્વયાર્થ:—[ येन ] જે [ चेतनभावेन ] ચૈતન્યભાવથી [ कर्म ] કર્મ [ बध्यते ] બંધાય છે [ सः ] તે પરિણામ [ भावबंधः ] ભાવબંધ છે [ तु ] અને [ कर्मात्मप्रदेशानां ] કર્મ અને આત્મપ્રદેશોનો [ अन्योन्यप्रवेशनं ] એકબીજામાં પ્રવેશ થવો તેને [ इतरः ] દ્રવ્યબંધ કહે છે.

ભાવાર્થ:—૧. બંધની વ્યાખ્યા:—અજ્ઞાન, રાગ-દ્વેષ, પુણ્ય-પાપરૂપ વિભાવમાં આત્માનું રોકાઈ જવું (–અટકી જવું) તે ભાવબંધ છે. અને તે સમયે કર્મયોગ્ય પુદ્ગલોનું સ્વયં–સ્વતઃ જીવની સાથે એકક્ષેત્રાવગાહરૂપે બંધાવું તે દ્રવ્યબંધ છે. (તેમાં જીવનો અશુદ્ધ ભાવ નિમિત્તમાત્ર છે.)

૨. જીવ અને કર્મના બંધમાં કોઈ કોઈનો કર્તા નથી:—એ [૧]બંધાનમાં કોઈ કોઈના કર્તારૂપે તો છે નહિ. જ્યાં સુધી બંધાન રહે ત્યાં સુધી એ બંનેનો સાથ રહે, પણ છૂટાં પડે નહિ, તથા પરસ્પર કાર્ય-કારણપણું (નિમિત્ત-નૈમિત્તિક સંબંધ) તેઓનું બન્યું રહે એટલું જ અહીં બંધાન જાણવું.

---

૧. મોક્ષમાર્ગપ્રકાશક પૃ. ૨૮

## બંધના ચાર પ્રકાર અને તેનાં કારણો

पयडिट्ठिदिअणुभागप्पदेसभेदा दु चदुविधो बंधो ।
जोगा पयडिपदेसा ठिदिअणुभागा कसायदो होंति ॥३३॥
प्रकृतिस्थित्यनुभागप्रदेशभेदात् तु चतुर्विधः बन्धः ।
योगात् प्रकृतिप्रदेशौ स्थित्यनुभागौ कषायतः भवतः ॥३३॥

અન્વયાર્થ:—[ बन्धः ] બંધ [ प्रकृतिस्थित्यनुभागप्रदेशभेदात् ] પ્રકૃતિ, સ્થિતિ, અનુભાગ અને પ્રદેશના ભેદથી [ चतुर्विधः ] ચાર પ્રકારનો છે. તેમાં [ प्रकृतिप्रदेशौ ] પ્રકૃતિબંધ અને પ્રદેશબંધ [ योगात् ] યોગથી અને [ स्थित्यनुभागौ ] સ્થિતિબંધ અને અનુભાગબંધ [ कषायतः ] કષાયથી [ भवतः ] થાય છે.

[ બંધના ચાર ભેદ છે:— ૧–પ્રકૃતિ, ૨–સ્થિતિ, ૩–અનુભાગ અને ૪–પ્રદેશ. પ્રકૃતિ અને પ્રદેશબંધ યોગથી તથા સ્થિતિ અને અનુભાગબંધ ક્રોધ વગેરે કષાયથી થાય છે.

૧. પ્રકૃતિ:—કર્મનો જે સ્વભાવ છે તેને પ્રકૃતિ કહે છે. જેવી રીતે જ્ઞાનાવરણકર્મની પ્રકૃતિ પદાર્થોને ન જાણવામાં નિમિત્ત થાય અને દર્શનાવરણકર્મની પ્રકૃતિ પદાર્થોને ન દેખવામાં નિમિત્ત થાય વગેરે જેમ લીમડો કડવો અને ગોળ મીઠો છે એવી રીતે બધાં કર્મોની પ્રકૃતિ જાણવી જોઈએ.

૨. સ્થિતિ:—સ્વભાવથી ચોક્કસ વખત સુધી નહિ છૂટવું. જેવી રીતે બકરી વગેરેના દૂધમાં મીઠાશ છે. મીઠાશનું ન છૂટવું તે સ્થિતિ છે. તેવી રીતે જ્ઞાનાવરણ વગેરે કર્મોનો

પદાર્થોને ન જાણવા દેવું વગેરે સ્વભાવ ચોક્કસ વખત સુધી ન છૂટવો તે સ્થિતિબંધ છે.

૩. અનુભાગઃ—બકરી, ગાય અને ભેંસ વગેરેના દૂધમાં ચીકાશ ઓછી, સાધારણ અને વિશેષ માલૂમ પડે છે, તેવી રીતે કર્મપુદ્‌ગલોની શક્તિવિશેષને અનુભાગ અથવા અનુભવબંધ કહે છે; એટલે કે કર્મફલશક્તિને અનુભાગ કહે છે.

૪. પ્રદેશઃ— બંધાયેલાં કર્મપરમાણુઓનું આત્માના પ્રદેશો સાથે એકક્ષેત્ર અવગાહીને રહેવું, અથવા કર્મોના પરમાણુઓની સંખ્યાને પ્રદેશબંધ કહે છે. ]

ભાવાર્થઃ—૧. પ્રદેશ-પ્રકૃતિબંધઃ—યોગના નિમિત્તથી કર્મનું આગમન થાય છે. માટે યોગ છે તે આસ્રવ છે એમ કહ્યું છે. એ યોગ દ્વારા ગ્રહણ થયેલાં કર્મપરમાણુઓનું નામ પ્રદેશ છે. તેઓનો બંધ થયો અને તેમાં મૂળ-ઉત્તર પ્રકૃતિઓનો વિભાગ થયો તેથી યોગના નિમિત્તે પ્રદેશબંધ અને પ્રકૃતિબંધ થાય છે એમ સમજવું.[1]

૨. સ્થિતિ-અનુભાગબંધઃ—વળી મિથ્યાત્વ-ક્રોધાદિરૂપ ભાવ થાય છે, તે સર્વનું સામાન્યપણે 'કષાય' એ નામ છે. તેનાથી કર્મપ્રકૃતિઓની સ્થિતિ બંધાય છે તથા અનુભાગ શક્તિના ભેદો થાય છે. એ રીતે કષાયોના નિમિત્તે સ્થિતિબંધ અને અનુભાગબંધ થાય છે એમ જાણવું.[1]

તાત્પર્યઃ—અહીં એમ સમજવું કે નવા બંધમાં મોહ-રાગ-દ્વેષ ભાવની જ [2]મુખ્યતા છે. રાગાદિ ભાવોનો અભાવ

૧. મોક્ષમાર્ગપ્રકાશક અધિકાર ૨, પૃ. ૩૧.
૨. પંચાસ્તિકાય ગા. ૧૦૮ પૃ. ૨૧૭.

હોતો જ નથી એમ નથી, પણ કોઈ કાળે [1]હોય છે.

વળી 'અંતરાત્મા'પણું તથા નિશ્ચયધર્મધ્યાન ચોથા ગુણસ્થાનથી હોય છે. જો પોતાની પર્યાય આત્માની સાથે અભેદ થતી ન હોય તો અંતરાત્માપણું અને ધર્મધ્યાન કહી શકાય નહિ. માટે આ ગુણસ્થાને શુદ્ધોપયોગ કોઈ કોઈ વખતે હોય છે અને જ્યારે ન હોય ત્યારે ચારિત્રની આંશિક શુદ્ધિરૂપ પરિણતિ નિરંતર ચાલુ હોય છે એમ [2]નિર્ણય કરવો.

**(૨) પાંચમે ગુણસ્થાને** તો તેથી શુદ્ધિ વિશેષ હોય છે. ચોથા ગુણસ્થાનની અપેક્ષાએ નિર્વિકલ્પ અનુભવ શીઘ્ર શીઘ્ર [3]થાય છે. ભગવાન [4]કુંદકુંદાચાર્યે શ્રાવકોને નિશ્ચય-

---

૧. પ્રવચનસાર પૃ. ૩૪૨. જયસેનજીએ આમ્રવન-નિંબવનનું દૃષ્ટાંત આપ્યું છે. પંચાસ્તિકાય ગા. ૧૦૬ પછી એક વધારે ગાથા શ્રી જયસેનજીએ આપી છે. તેમાં વ્યવહારમોક્ષમાર્ગી પણ કોઈ કોઈ વખતે નિર્વિકલ્પ સમાધિકાળે નિશ્ચયમોક્ષમાર્ગ પામે છે. પણ તેને વ્યવહારનું પ્રચુરપણું હોવાથી વ્યવહારની મુખ્યતાએ વ્યવહારમોક્ષમાર્ગી કહ્યો; કેમ કે 'વિવક્ષિતો મુખ્ય' એ વચન ત્યાં લાગુ પડે છે. પૃ. ૧૬૯.

૨. પં. બટેશ્વર શાસ્ત્રીની તત્ત્વાર્થ સૂત્રની ટીકામાં (પૃ. ૨૬) ચોથે ગુણસ્થાને શુદ્ધોપયોગ કહ્યો છે.

૩. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૩૪૯, આત્માવલોકન પૃ. ૧૬૫. (બૃ. દ્રવ્યસંગ્રહ હિંદી, પૃ. ૧૪૮ માં તેમ જ કહ્યું છે.)

૪. નિયમસાર ગાથા ૧૩૪ ટીકા પૃ. ૨૬૯, સમયસાર ગા. ૪૧૦ થી ૪૧૪ તથા ટીકા. ચારિત્રપ્રાભૃત ગા. ૨૦, પ્રવચન-

રત્નત્રય હોય છે એમ નિયમસાર, સમયસાર તથા ચારિત્રપ્રાભૃતમાં કહેલ છે. શ્રી અમૃતચંદ્રાચાર્ય સમયસારમાં, શ્રી જયસેન આચાર્ય સમયસાર તથા પ્રવચનસારમાં અને શ્રી પદ્મપ્રભમલધારિદેવ નિયમસારની ટીકામાં પણ તેમ જ કહે છે.

(૭) છઠ્ઠે ગુણસ્થાને:—અહીં ત્રણ કષાયનો અભાવ હોય છે એટલી શુદ્ધ પરિણતિ નિરંતર છે. અને જેટલી અશુદ્ધિ છે તે શુભોપયોગરૂપ છે.

(૮) સાત-આઠ-નવ-દસ ગુણસ્થાનના અંત સુધી શુદ્ધોપયોગ સાથે રાગ (અબુદ્ધિપૂર્વક) હોય છે, તોપણ મુખ્યતાની અપેક્ષાએ શુદ્ધોપયોગ કહ્યો છે અને શુભભાવને ગૌણ ગણી તેને કહ્યો નથી.

આ સંબંધી કથન પદ્ધતિ:—(૧) નીચલી દશામાં[1] કોઈ જીવોને શુભોપયોગ અને શુદ્ધોપયોગનું યુક્તપણું[2] હોય છે. (તેથી વ્રતાદિ શુભોપયોગને ઉપચારથી મોક્ષમાર્ગ કહ્યો છે, પણ વસ્તુ વિચારતાં શુભોપયોગ મોક્ષનો ઘાતક જ છે.)

(૨) દ્રવ્યાનુયોગમાં શુદ્ધોપયોગ કરવાનો જ મુખ્ય ઉપદેશ છે. માટે ત્યાં છદ્મસ્થ જીવ જે કાળમાં બુદ્ધિગોચર

---

સાર પૃ. ૩૪૨, જયસેનજી. સામાયિક ઇત્યાદિ પ્રસંગે શુદ્ધોપયોગ શ્રાવકને કહ્યો છે.

૧. ૪-૫-૬ ગુણસ્થાનોને નીચલી દશા કહેવામાં આવે છે. ૭ મા ગુણસ્થાનથી શુદ્ધોપયોગ જ કહેવાય છે.

૨. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૨૬૦.

ભક્તિ આદિ અને હિંસા આદિ કાર્યરૂપ પરિણામોને છોડી આત્માનુભવરૂપ કાર્યમાં પ્રવર્તે તે કાળમાં તેને શુદ્ધોપયોગી જ કહીએ છીએ. જોકે અહીં કેવળજ્ઞાનગોચર સૂક્ષ્મ રાગાદિક છે તોપણ તેની અહીં વિવક્ષા નથી, પણ પોતાની બુદ્ધિ-ગોચર રાગાદિ છોડયા એ અપેક્ષાએ તેને શુદ્ધોપયોગી[1] કહ્યો છે. ×× નીચલીદશામાં દ્રવ્યાનુયોગ અપેક્ષાએ તો કદાચિત શુદ્ધોપયોગ થાય છે. ×××

(૩) વળી કોઈ ઠેકાણે [2]મુખ્યતાની અપેક્ષાએ વ્યાખ્યાન હોય તેને સર્વ પ્રકારરૂપ ન જાણવું. જેમ મિથ્યાદૃષ્ટિ અને સાસાદન ગુણસ્થાનવાળા જીવોને પાપજીવ કહ્યા, તથા અસંયતાદિ ગુણસ્થાનવાળા જીવોને પુણ્ય જીવ કહ્યા, એ તો મુખ્યતાથી એમ કહ્યું છે પણ તારતમ્યતાથી તો બંનેમાં યથાસંભવ પાપ-પુણ્ય હોય છે. એ જ પ્રમાણે અન્ય ઠેકાણે પણ જાણવું.

બૃ. દ્રવ્યસંગ્રહ ગાથા ૩૪ ટીકામાં તથા પ્રવચનસારાદિ શાસ્ત્રોમાં ગુણસ્થાનોના સંક્ષેપથી ત્રણ વિભાગરૂપે-અશુભોપયોગ, શુભોપયોગ તથા શુદ્ધોપયોગનું જે કથન જ્યાં-જ્યાં છે ત્યાં-ત્યાં તે મુખ્યતાની અપેક્ષાએ છે એમ સમજવું, સર્વ પ્રકારે ન સમજવું. ૩૪.

---

૧. મોક્ષમાર્ગપ્રકાશક અધિકાર ૮, પૃ. ૨૮૮.
૨. મોક્ષમાર્ગપ્રકાશક અધિકાર ૮, પૃ. ૨૮૦.

૩. નિશ્ચય સમિતિ:—અભેદ-અનુપચાર[1] રત્નત્રયરૂપી માર્ગે પરમધર્મી એવા (પોતાના) આત્મા પ્રત્યે સમ્યક્ 'ઇતિ' અર્થાત્ પરિણતિ તે સમિતિ છે; અથવા નિજ પરમ-તત્ત્વમાં લીન સહજ પરમજ્ઞાનાદિક પરમધર્મોની સંહતિ (મિલન-સંગઠન) તે સમિતિ છે.

૪. નિશ્ચય ગુપ્તિ:—નિશ્ચયથી સહજ શુદ્ધાત્મ ભાવના-લક્ષણ ગૂઢસ્થાનમાં સંસારકારણ રાગાદિના ભયથી સ્વાત્મામાં ગોપન, (પ્રચ્છાદન, ઝંપન, પ્રવેશન, રક્ષણ) તે ગુપ્તિ છે.

૫. નિશ્ચય ધર્મ:—(૧) નિશ્ચયથી[2] સંસારમાં પડતા આત્માને ધારણ કરે એવી વિશુદ્ધ જ્ઞાનદર્શનલક્ષણ નિજ-શુદ્ધાત્માની ભાવના તે ધર્મ છે. (૨) પદાર્થ ઇષ્ટ-અનિષ્ટ ભાસતાં ક્રોધાદિ થાય છે. જ્યારે તત્ત્વજ્ઞાનના[3] અભ્યાસથી કોઈ ઇષ્ટ-અનિષ્ટ ન ભાસે ત્યારે સ્વયં ક્રોધાદિ ઊપજતાં નથી અને ત્યારે જ સાચો ધર્મ થાય છે. નિશ્ચયધર્મ તો વીતરાગ ભાવ છે.

૬. નિશ્ચય અનુપ્રેક્ષા:—જેવો[3] પોતાનો તથા શરીરા-દિકનો સ્વભાવ છે તેવો ઓળખી, ભ્રમ છોડી, તેને ભલાં જાણી રાગ ન કરવો તથા બૂરાં જાણી દ્વેષ ન કરવો એવી સાચી ઉદાસીનતા અર્થે અનિત્યાદિનું યથાર્થ ચિંતવન કરવું એ જ સાચી અનુપ્રેક્ષા છે.

---

૧. નિયમસાર ગા. ૬૧ પૃ. ૧૧૯.

૨. બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૯૦.

૩. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૨૩૨

૭. નિશ્ચય પરિષહજય:— દુઃખનાં કારણો આવતાં દુઃખી ન થાય તથા સુખનાં કારણો આવતાં સુખી ન થાય, પણ જ્ઞેયરૂપથી તેનો જાણનારો જ રહે તે જ સાચો પરિષહજય છે.

૮. નિશ્ચય ચારિત્ર:—નિશ્ચયથી તો નિષ્પાપ ભાવ છે તે જ સાચું ચારિત્ર છે. જે સદા પ્રત્યાખ્યાન કરે છે, સદા પ્રતિક્રમણ કરે છે અને સદા આલોચના કરે છે તે આત્મા પોતામાં જ—જ્ઞાનસ્વભાવમાં જ નિરંતર ચરતો હોવાથી (વિચરતો—આચરણ કરતો હોવાથી) ચારિત્ર છે[1] અને ચારિત્રસ્વરૂપ વર્તતો થકો પોતાને—જ્ઞાનમાત્રને ચેતતો હોવાથી પોતે જ જ્ઞાનચેતના છે. ચારિત્ર તે ખરેખર ધર્મ છે

૯. પાપ સંવર સંબંધી સ્પષ્ટતા:—

પ્રશ્ન:—બૃ. દ્રવ્યસંગ્રહની ગા. ૩૫ની ટીકામાં કહ્યું છે કે:—"વ્રતથી શરૂ કરી ચારિત્ર સુધી સર્વેનું જે વ્યાખ્યાન કર્યું તેમાં નિશ્ચયરત્નત્રયસાધક વ્યવહારરત્નત્રયરૂપ શુભોપયોગનાં પ્રતિપાદક જે વાક્યો છે, તે તો "પાપાસ્રવના સંવરનું કારણ જાણવું," તેનો શું અર્થ છે?

ઉત્તર:—(૧) શ્રી પંચાસ્તિકાય ગા. ૧૪૧માં પાપાસ્રવના સંવરનું સ્વરૂપ આપ્યું છે ત્યાં શ્રી કુંદકુંદાચાર્યદેવ કહે છે કે "સારી રીતે માર્ગમાં રહીને ઇંદ્રિયો, કષાયો અને સંજ્ઞાઓનો જેટલો નિગ્રહ કરે છે તેટલું પાપાસ્રવનું છિદ્ર બંધ થાય છે."

---

૧. સમયસાર ગા. ૩૮૬, પૃ. ૫૪૯-૫૦, પ્રવચનસાર ગા. ૭.

છે. (તેમાં જીવનો શુદ્ધભાવ નિમિત્તમાત્ર છે.)

**નિર્જરા તત્ત્વ સંબંધી ભૂલ**—આત્મામાં એકાગ્ર થઈ શુભ-અશુભ બન્ને પ્રકારની ઇચ્છા રોકવાથી જે નિજાત્માની શુદ્ધિનુ પ્રતપન થવું તે તપ છે અને એ સમ્યક્ તપથી નિર્જરા થાય છે. આવું તપ સુખદાયક છે; પરંતુ અજ્ઞાની તેને ક્લેશદાયક માને છે અને આત્માની જ્ઞાનાદિ અનંત શક્તિઓને ભૂલી પાંચ ઇંદ્રિયોના વિષયોમાં સુખ માની તેમાં પ્રીતિ કરે છે. એ નિર્જરા તત્ત્વ સંબંધી ભૂલ છે. (જ્ઞાનીને તપકાળે પરિણામોની શુદ્ધતાનુસાર નિર્જરા કહી છે, માત્ર બાહ્ય તપથી નિર્જરા માનવી તે પણ ભૂલ છે.)

૩. સવિપાક નિર્જરા:—દ્રવ્યકર્મો ઉદયમાં આવતાં છતાં જેટલે દરજ્જે જીવ તેનાથી પાછો ફરે અર્થાત્ ન જોડાય તેટલે દરજ્જે સમ્યગ્દૃષ્ટિને સંવરપૂર્વક નિર્જરા થાય છે. (અજ્ઞાનીઓની સવિપાક નિર્જરા અહીં ન લેવી.) સમ્યગ્દૃષ્ટિને સવિકલ્પ દશામાં જે શુદ્ધપરિણતિ થાય છે, તેનાથી નિર્જરા થાય છે. તે અશુભકર્મોનો વિનાશ કરે છે પણ શુભ કર્મોનો વિનાશ નથી કરતી પણ સંસાર-સ્થિતિને ઘટાડે છે.[૧] (નિર્વિકલ્પ દશામાં જે નિર્જરા થાય છે તે શુભ-અશુભ બન્ને કર્મોનો વિનાશ કરે છે.)

૪. અવિપાક નિર્જરા:—આત્માની શુદ્ધપરિણતિ થતાં સત્તામાં રહેલાં કર્મોની સ્થિતિ ઓછી થાય છે, અને તે

---

૧. બૃ. દ્રવ્યસંગ્રહ રાયચંદ્ર શાસ્ત્રમાલાનું, ગા. ૩૬ ટીકા પૃ. ૧૩૭.

જ્યારે આત્માથી જુદાં પડે ત્યારે તેની અવિપાક નિર્જરા થઈ કહેવાય છે. દ્રવ્યકર્મ અપેક્ષાએ તે અવિપાક નિર્જરા છે ને શુદ્ધભાવની અપેક્ષાએ તે સકામ નિર્જરા છે

૫. ભાવનિર્જરા દ્રવ્યનિર્જરા: સમ્યગ્દષ્ટિ, શ્રાવક, ભાવમુનિ, ઉપશામક, ક્ષપકાદિ જીવોનાં પરિણામ ઉત્તરોત્તર અનંતગુણી[1] વિશેષ શુદ્ધિવાળા હોય છે તે ભાવનિર્જરા છે અને તે કાળે દ્રવ્યકર્મોની અસંખ્યાત ગુણિત ક્રમરૂપ વૃદ્ધિગત અર્થાત્ ઉત્તરોત્તર અસંખ્યાતગુણી નિર્જરા થાય છે તે દ્રવ્યનિર્જરા છે ૩૬.

## મોક્ષનાં ભેદ અને લક્ષણ

सव्वस्स कम्मणो जो खयहेदू अप्पणो हु परिणामो ।
णेयो स भावमोक्खो दव्वविमोक्खो य कम्मपुहभावो ॥ ३७ ॥
सर्वस्य कर्मणः यः क्षयहेतुः आत्मनः हि परिणामः ।
ज्ञेयः सः भावमोक्षः द्रव्यविमोक्षः च कर्मपृथग्भावः ॥ ३७ ॥

અન્વયાર્થ:—[ आत्मनः ] આત્માના [ यः ] જે [ परिणामः ] પરિણામ [ सर्वस्य कर्मणः ] બધાં કર્મોનો [ क्षयहेतुः ] ક્ષય થવાનું કારણ છે [ स हि ] તે જ [ भावमोक्षः ] ભાવમોક્ષ [ ज्ञेयः ] જાણવો [ च ] અને [ कर्मपृथग्भावः ] આત્માથી દ્રવ્યકર્મોનું જુદા થવું તે [ द्रव्यविमोक्षः ] દ્રવ્યમોક્ષ છે.

ભાવાર્થ:— ૧. મોક્ષ- સમસ્ત કર્મોના ક્ષયના કારણભૂત તથા નિશ્ચયરત્નત્રયસ્વરૂપ પરમ વિશુદ્ધ પરિણામ તે ભાવમોક્ષ છે; અને પોતાની યોગ્યતાથી સ્વયં સ્વતઃ

---

૧. પં. હીરાલાલજી કૃત દ્રવ્યસંગ્રહ ગા. ૩૧, ટીકા.

કર્મ ઉદયમાં આવે તેને જ પોતારૂપ જાણીને ભોગવે છે, પણ જ્ઞાનીને તો શુદ્ધ આત્માનો અનુભવ થઈ ગયો છે તેથી તે પ્રકૃતિના ઉદયને પોતાનો સ્વભાવ નહિ જાણતો થકો તેનો જ્ઞાતા જ રહે છે, ભોક્તા થતો નથી.

(૭) શ્રી સમયસાર ગાથા ૭૪ની ટીકામાં જણાવ્યું છે કે આસ્રવો અને જીવનું ભેદજ્ઞાન કરે છે ત્યારે (તે જ કારણે) કર્મવિપાક શિથિલ થઈ જાય છે અને જેનામાં કર્મવિપાક શિથિલ થઈ ગયો છે એવો આત્મા, જથ્થાબંધ વાદળાંની રચના જેમાં ખંડિત થઈ ગઈ છે એવા દિશાના વિસ્તારની જેમ, અમર્યાદ જેનો વિસ્તાર છે એવો સહજપણે વિકાસ પામતી ચિતશક્તિ વડે જેમ જેમ વિજ્ઞાનઘન થતો જાય છે તેમ તેમ આસ્રવોથી નિવૃત્ત થતો જાય છે.

(૮) પ્રયોજનભૂત જીવાદિ તત્ત્વોનું શ્રદ્ધાન કરવા યોગ્ય જ્ઞાનનો વિકાસ સર્વ પંચેન્દ્રિય જીવોને થયો છે. તત્ત્વવિચારાદિ કરવા યોગ્ય જ્ઞાનાવરણનો ક્ષયોપશમ તેમને થયો છે તેથી જ ઉપયોગને ત્યાં લગાવવાનો ઉદ્યમ કરવા માટે ભગવાનનો ઉપદેશ છે. અસંજ્ઞી જીવોને તેવો ક્ષયોપશમ નથી તેથી તેમને ઉપદેશ શા માટે આપે? સંજ્ઞી પર્યાપ્ત જીવોને નિર્ણય કરવાની શક્તિ પ્રગટ થઈ છે, જ્યાં ઉપયોગ લગાવે તેનો જ નિર્ણય થઈ શકે છે અને અહીં ઉપયોગ લગાવતો નથી, એ તો એનો પોતાનો જ દોષ છે, ત્યાં કર્મનું કાંઈ પ્રયોજન નથી.

(૯) સમ્યક્ત્વનું ઘાતક દર્શનમોહ કર્મ છે અને ચારિત્રનું ઘાતક ચારિત્રમોહ કર્મ છે; એટલે તેનો અભાવ થયા વિના

મોહનો ઉપાય કેવી રીતે બને? એવી શંકાનું સમાધાન એ છે કે—સત્ય પુરુષાર્થપૂર્વક જે તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવે તો સ્વયં જ દર્શનમોહનો અને ચારિત્રમોહનો અભાવ થાય છે. જીવ સત્ય પુરુષાર્થ કરે ત્યારે મોહકર્મની સ્થિતિ અને અનુભાગ ઘટે છે અને ક્રમેક્રમે પુરુષાર્થ વધતાં તે કર્મોનો અભાવ થાય છે તેથી તત્ત્વનિર્ણય કરવામાં ઉપયોગ લગાવવાનો પુરુષાર્થ કરવો. અને ઉપદેશ પણ એ જ પુરુષાર્થ કરાવવા અર્થે આપવામાં આવે છે. એ પુરુષાર્થથી મોક્ષના પુરુષાર્થની સિદ્ધિ આપોઆપ થાય છે. (જુઓ, મોક્ષમાર્ગ પ્રકાશક પૃ ૮૧-૨૦૪-૩૧૯-૩૧૩.)

નોંધઃ—બૃહદ્ દ્રવ્યસંગ્રહની ગાથા ૩૮ની ટીકામાં કર્મોની સ્થિતિ-અનુભાગ-બંધ જ્યારે હીનમાન કરવામાં આવે ત્યારે ધર્મનો પુરુષાર્થ બની શકે છે એમ જણાવ્યું છે. પણ તે માટે શું ઉપાય કરવો તે જણાવ્યું નથી તેથી અહીં વિસ્તારથી એ ઉપાય દર્શાવ્યા છે ૩૭

## પુણ્ય અને પાપનું લક્ષણ

सुहअसुहभावजुत्ता पुण्णं पावं हवंति खलु जीवा ।
सादं सुहाउ णामं गोदं पुण्णं पराणि पावं च ॥ ३८ ॥

शुभाशुभभावयुक्ताः पुण्यं पापं भवन्ति खलु जीवाः ।
सातं शुभायुः नाम गोत्रं पुण्यं पराणि पापं च ॥ ३८ ॥

અન્વયાર્થ:—[जीवाः] જીવ [शुभाशुभभावयुक्ताः] શુભ અને અશુભ ભાવોમાં જોડાઈને [पुण्यं] પુણ્યરૂપ અને [पापं] પાપરૂપ [भवन्ति] થાય છે. [सातं] સાતાવેદનીય કર્મ, [शुभायुः] શુભ

આયુ, [नाम] શુભનામ; [गोत्तं] શુભગોત્ર-ઉચ્ચગોત્ર-એ સર્વે [पुण्यं] પુણ્ય-પ્રકૃતિઓ છે [च] અને [पाणि] અશાતાવેદનીય, અશુભઆયુ, અશુભનામ અને નીચગોત્ર તથા ચાર ઘાતિયા કર્મો તે [पावं] પાપ પ્રકૃતિઓ છે.

[ જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અન્તરાય એ ચાર ઘાતિયા કર્મ પાપરૂપ છે અને વેદનીય, આયુ, નામ, ગોત્ર એ પુણ્ય અને પાપ બન્ને રૂપ છે. ]

ભાવાર્થઃ— ૧ પુણ્ય-પાપઃ—(૧) દયા, દાન, ભક્તિ, પૂજા, વ્રત વગેરેના શુભભાવ ( મંદકષાયરૂપ ) જીવને થાય તે અરૂપી અશુદ્ધભાવ છે, તે ભાવપુણ્ય છે. તે સમયે સાતાવેદનીય, શુભનામ આદિ કર્મયોગ્ય પરમાણુઓનો સમૂહ સ્વયં-સ્વતઃ એકક્ષેત્રાવગાહ સંબંધે જીવની સાથે બંધાય છે, તે દ્રવ્યપુણ્ય છે. ( તેમાં જીવનો પુણ્યરૂપ અશુદ્ધભાવ નિમિત્તમાત્ર છે. )

(૨) મિથ્યાત્વ, હિંસા, અસત્ય, ચોરી વગેરેના અશુભભાવ જીવને થાય તે અરૂપી અશુદ્ધ ભાવ છે, તે ભાવપાપ છે. તે સમયે અસાતાવેદનીય, અશુભનામ આદિ કર્મયોગ્ય પરમાણુઓનો સમૂહ સ્વયં-સ્વતઃ એકક્ષેત્રાવગાહ સંબંધે જીવની સાથે બંધાય છે તે દ્રવ્યપાપ છે. ( તેમાં જીવનો પાપરૂપ અશુદ્ધભાવ નિમિત્તમાત્ર છે. )

૨. પુણ્ય-પાપભાવ વડે ઘાતીકર્મોનો બંધ નિરંતર થાય છે. શુભાશુભ ભાવો વડે પુણ્ય-પાપના વિશેષો તો અઘાતીકર્મોમાં થાય છે, પણ અઘાતીકર્મો કાંઈ આત્મગુણના

ઘાતક નથી. બીજું, શુભાશુભ ભાવોમાં ઘાતીકર્મોનો બંધ તો નિરંતર થાય છે જે સર્વ[1] પાપરૂપ જ છે અને એ જ આત્મગુણનો ઘાતક છે; માટે અશુદ્ધ શુભાશુભ ભાવો વડે કર્મબંધ થાય તેને ભલાબૂરા માનવા એ જ મિથ્યાશ્રદ્ધાન છે, અને એવા શ્રદ્ધાનથી પુણ્યપાપ તત્ત્વોની પણ સત્ય શ્રદ્ધા થતી નથી. (અહીં કર્મને ઘાતક કહ્યાં; તે જીવ જ્યારે પોતાના ભાવનો ઘાતક થાય છે ત્યારે દ્રવ્યકર્મ ઉપર નિમિત્ત તરીકે ઘાતકનો આરોપ આવે છે એમ સમજવું.)

૩. વાસ્તવિક સ્વરૂપઃ— પરમાર્થતઃ (વાસ્તવમાં) પુણ્યપાપભાવ આત્માને અહિતકર છે સમ્યગ્દષ્ટિને પુણ્યભાવથી (શુભોપયોગથી) આંશિક સંવર-નિર્જરા થાય છે એ માન્યતા જૂઠી છે.

૪. સાધક મુનિની શુભક્રિયા સંબંધી સ્પષ્ટતાઃ— કોઈ ભ્રાંતિ આણે છે કે મિથ્યાદષ્ટિની જે યતિપણાની ક્રિયા છે તે તો બંધનું કારણ છે, પણ સમ્યગ્દષ્ટિને જે યતિપણાની શુભક્રિયા છે તે મોક્ષનું કારણ છે, કેમકે અનુભવજ્ઞાન તથા દયા, વ્રત, તપ, સંયમરૂપ ક્રિયા બન્ને મળી જ્ઞાનાવરણાદિ કર્મોનો ક્ષય કરે છે. આવી પ્રતીતિ કોઈ અજ્ઞાની જીવ કરે છે. તેનું સમાધાનઃ—જેટલી શુભ-અશુભ ક્રિયા, બહિર્જલ્પરૂપ વિકલ્પ અથવા અંતર્જલ્પરૂપ વિકલ્પ અથવા દ્રવ્યના વિચાર અથવા શુદ્ધસ્વરૂપના વિચાર ઇત્યાદિ સમસ્ત

---

૧. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૨૩૧.

કર્મબંધનાં કારણ છે. એવી ક્રિયાનો એવો જ સ્વભાવ છે. સમ્યગ્દૃષ્ટિ, મિથ્યાદૃષ્ટિનો એવો કોઈ ભેદ તેમાં નથી. એવી ક્રિયા થકી બન્નેને બંધ છે. શુદ્ધસ્વરૂપ પરિણમન [1]માત્રથી મોક્ષ છે.

જોકે એક જ કાળે સમ્યગ્દૃષ્ટિ જીવને શુદ્ધ જ્ઞાન (વીતરાગી અંશ) પણ છે, ક્રિયારૂપ પરિણામ પણ છે. ત્યાં ક્રિયારૂપ પરિણામથી એકલો બંધ થાય છે, કર્મનો ક્ષય એક અંશ પણ થતો નથી એવું વસ્તુસ્વરૂપ છે. તેણે કાળે શુદ્ધસ્વરૂપ અનુભવજ્ઞાન જે છે તે વડે કર્મક્ષય થાય છે, એક અંશમાત્ર પણ બંધ થતો નથી. વસ્તુનું જ એવું સ્વરૂપ છે. ક્રિયારૂપ પરિણામથી સંવર-નિર્જરા અંશમાત્ર થતાં નથી, પણ તેનાથી જ્ઞાનાવરણાદિ કર્મનો બંધ [1]થાય છે.

૫. પુણ્ય-પાપમાં વ્યવહારનયે વિશેષ હોવા છતાં નિશ્ચયે (ભેદ) નથી:—શુભોપયોગથી સાધ્ય જે ઇન્દ્રિય-સુખ તે નિશ્ચયે (ખરેખર) દુઃખ છે. વ્યવહારનયે વિશેષ હોવા છતાં નિશ્ચયનયે એ પ્રસિદ્ધ છે, કે શુદ્ધોપયોગથી વિલક્ષણ એવા શુભાશુભોપયોગમાં ભિન્નતા કોઈ રીતે થઈ શકતી [2]નથી. શુભાશુભ ઉપયોગના દ્વૈતની માફક અને સુખ-દુઃખના દ્વૈતની માફક પરમાર્થે પુણ્ય-પાપનું દ્વૈત ટકતું (રહેતું) નથી કારણ કે બન્નેમાં અનાત્મધર્મપણું સમાન

---

૧. સમયસાર કળશટીકા પૃ. ૧૧૨-૧૧૩, કળશ ૧૧૦. પુણ્ય-પાપ અધિકાર કળશ ૧૧.

૨. પ્રવચનસાર ગા. ૭૨ પૃ. ૯૨ શ્રી જયસેનજી.

છે. એ રીતે પુણ્ય-પાપમાં તફાવત નથી એમ જે નથી[1] માનતો તે મોહાચ્છાદિત વર્તતો થકો ઘોર, અપાર સંસારમાં પરિભ્રમણ કરે છે, દુઃખને જ અનુભવે છે ૩૮.

## પરિશિષ્ટ

આસ્રવ-બંધ-સંવર-નિર્જરા-મોક્ષ પૃષ્ઠ-૫૫, એ સંબંધી સાચી શ્રદ્ધા માટે નય ( દૃષ્ટિકોણ ) વડે સ્પષ્ટતા:—

૧. નિશ્ચયનય અને વ્યવહારનય બંને ઉપાદેય માનવા તે પણ ભ્રમ છે. કારણ કે—નિશ્ચય-વ્યવહારનું સ્વરૂપ તો પરસ્પર વિરોધતા સહિત છે. શ્રી સમયસાર ( ગાથા ૧૧ )માં પણ એમ કહ્યું છે કે "વવહારોઽભૂયત્થો, ભૂયત્થો દેસિદો દુ સુદ્ધણઓ" અર્થ—વ્યવહાર અભૂતાર્થ છે, સત્યસ્વરૂપને નિરૂપતો નથી પણ કોઈ અપેક્ષાએ ઉપચારથી અન્યથા નિરૂપે છે; તથા નિશ્ચય શુદ્ધનય છે-ભૂતાર્થ છે કારણ કે તે જેવું વસ્તુનું સ્વરૂપ છે તેવું નિરૂપે છે; એ પ્રમાણે બંનેનું સ્વરૂપ તો વિરુદ્ધતા સહિત છે ( મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૭, પૃ ૨૫૪).

૨. નિશ્ચય નિરૂપણને સત્યાર્થ માની તેનું શ્રદ્ધાન અંગીકાર કરવું. વ્યવહાર નિરૂપણને અસત્યાર્થ માની તેનું શ્રદ્ધાન છોડવું.

૩. (૧) નિશ્ચયનું નિશ્ચયરૂપ તથા વ્યવહારનું વ્યવહારરૂપ શ્રદ્ધાન કરવું યોગ્ય છે, (૨) નિશ્ચયનય વડે જે નિરૂપણ

---

૧. પ્રવચનસાર ગા. ૭૭ ટીકા. પૃ. ૧૧૪ ગુજરાતી.

કર્યું હોય તેને તો સત્યાર્થ માની તેનું શ્રદ્ધાન અંગીકાર કરવું; તથા વ્યવહારનય વડે જે નિરૂપણ કર્યું હોય તેને અસત્યાર્થ માની તેનું શ્રદ્ધાન છોડવું.

માટે વ્યવહારનયનું શ્રદ્ધાન છોડી નિશ્ચયનયનું શ્રદ્ધાન કરવું યોગ્ય છે.

૪ વળી વ્યવહારનય સ્વદ્રવ્ય-પરદ્રવ્યને વા તેના [1]ભાવોને વા કારણ-કાર્યાદિને કોઈના કોઈમાં ભેળવી, નિરૂપણ કરે છે માટે એવા જ શ્રદ્ધાનથી મિથ્યાત્વ છે તેથી તેનો ત્યાગ કરવો.

૫. વળી નિશ્ચયનય[2] તેને જ યથાવત્ નિરૂપણ કરે છે તથા કોઈને કોઈમાં ભેળવતો નથી તેથી એવા જ શ્રદ્ધાનથી સમ્યક્ત્વ થાય છે માટે તેનું શ્રદ્ધાન કરવું. (મોક્ષમાર્ગ-પ્રકાશક, અ. ૭, પૃ. ૨૫૫–૨૫૬.)

૬. વ્યવહારનય — જિનવાણીમાં વ્યવહારનો ઉપદેશ

---

૧. જુઓ, સમયસાર ગા. ૫૬. પૃ. ૧૧૧, "જીવના ઔપાધિક ભાવોને અવલંબીને પ્રવર્તતો થકો (તે વ્યવહારનય) બીજાના ભાવને બીજાનો કહે છે."

૨. જુઓ, સમયસાર ગા. ૫૬. પા. ૧૧૧. "નિશ્ચયનય દ્રવ્યના આશ્રયે હોવાથી, કેવળ એક જીવના સ્વાભાવિક ભાવને અવલંબીને પ્રવર્તતો થકો, બીજાના ભાવને જરાપણ બીજાનો નથી કહેતો, નિષેધ કરે છે."

શુદ્ધનયનો [1]હસ્તાવલંબ જાણી બહુ કર્યો છે, પણ તેનું ફળ [2]સંસાર જ છે. (શ્રી સમયસાર ગાથા ૧૧ ભાવાર્થ, પૃ. ૨૬. ગુ. આવૃત્તિ બીજી).

૭. વ્યવહારનયને અશુદ્ધનય પણ કહે છે. અશુદ્ધનયને હેય કહ્યો છે, કારણ કે અશુદ્ધનયનો વિષય સંસાર છે અને સંસારમાં આત્મા ક્લેશ ભોગવે છે. (શ્રી સમયસાર ગાથા ૬, ભાવાર્થ, પૃ. ૧૮. ગુ. આવૃત્તિ બીજી).

૮. વ્યવહારધર્મ:—અભેદરત્નત્રયમય જ મોક્ષમાર્ગ નિશ્ચયથી કર્મબંધ છેદક છે. વ્યવહારરત્નત્રયમય ધર્મ તે શુભોપયોગનો વિકલ્પ છે, [4]પુણ્યબંધકારક છે, મોક્ષકારક નથી. (શ્રી સમયસાર કલશ ૧૦૩, કળશ-ટીકા, પૃ. ૧૦૪ પુણ્ય-પાપ એકત્વ અધિકાર કળશ-૪.) ભાવલિંગી મુનીશ્વરોને-શ્રાવકોને વ્યવહારધર્મરૂપ શુભક્રિયા [5]મોક્ષમાર્ગ નથી-બંધનો માર્ગ છે. શુભ ક્રિયામાં રહેતાં જીવ વિકલ્પી છે તેથી દુઃખી છે. (સમયસાર કળશ ૧૦૪ કળશ-ટીકા, પૃ. ૧૦૫.

૧. હસ્તાવલંબ=પ્રતિપાદક, બહિરંગ સાધક, બહિરંગ સહકારી કારણ નિમિત્ત, બાહ્ય હેતુ.
૨. સંસાર = આસ્રવ-બંધ.
૩. "અશુદ્ધ દ્રવ્યને કહેનાર હોવાથી જેણે જુદા-જુદા એક-એક ભાવસ્વરૂપ અનેક ભાવો દેખાડ્યા છે એવો વ્યવહારનય." (શ્રી સમયસાર ગાથા ૧૨, ટીકા, પૃ. ૨૭.)
૪. પુણ્યબંધની સાથે જ્ઞાનાવરણાદિ ચારે ઘાતીકર્મ જે પાપકર્મ છે તે બંધાય છે.
૫. મોક્ષમાર્ગ નથી = સંવર-નિર્જરા નથી, આસ્રવ-બંધ છે.

પં૦ બનારસીદાસજી કૃત સમયસાર-નાટક પુણ્ય-પાપ-એકત્વ-અધિકાર, કવિત ૮ )

૯. વ્યવહારધર્મ[1]—જ્ઞાનીને બંધનો હેતુ અર્થાત્ બંધનો માર્ગ છે. (કળશ ટીકા, પૃ. ૧૦૬) વળી તે કામળામાં ચીતરેલા નાહર જેમ કહેવા માત્ર નાહર છે; તેમ વ્યવહાર-ચારિત્ર કહેવા માત્ર ચારિત્ર છે, પણ તે ખરેખર ચારિત્ર નથી. તે કર્મક્ષપણનું કારણ નથી, બંધકારણ છે. અહીં એવી શ્રદ્ધા કરાવી છે કે મોક્ષમાર્ગ માત્ર આત્મિક વીતરાગભાવ છે. અતિ સૂક્ષ્મ પણ રાગરૂપ વર્તન બંધનું કારણ છે, કર્મની નિર્જરાનું કારણ નથી (રાજમલજીકૃત સમયસાર કળશ ટીકા; પૃ. ૧૦૯.)

૧૦. વ્યવહારધર્મની ક્રિયા—જ્ઞાનીને [2]મોક્ષપંથની કાતરનારી છે, બંધની ક્રિયા છે, બાધક છે, વિચારમાં નિષિદ્ધ છે. (શ્રી સમયસાર નાટક, પુણ્ય-પાપ અધિકાર, કવિક ૧૨) તે ભલી છે એવી ભ્રાંતિ[3] ન કરવી. (કળશ-ટીકા, પૃ. ૧૧૧.) સમ્યગ્દૃષ્ટિને તે ક્રિયા ચારિત્રમોહના બળાત્કારથી થાય છે, [4]જ્ઞાનાવરણાદિ કર્મબંધ કરે છે, સંવર-નિર્જરા અંશમાત્ર નથી કરતી.

---

૧. વ્યવહારધર્મ = વ્યવહારનયે કહેલો ધર્મ.

૨. મોક્ષપંથ = સંવર–નિર્જરા.

૩ ભ્રાંતિ = અસત્ય શ્રદ્ધા, ઊંધી–વિપરીત શ્રદ્ધા.

૪. જ્ઞાનાવરણાદિ ચારે ઘાતી કર્મો પાપકર્મ છે.

૧૪. સર્વવ્યવહાર છોડવા યોગ્ય છે. (યોગસાર ગા. ૩૭, ૫૫, ૮૯.)

૧૫. નિશ્ચયનય:-(૧) ભૂતાર્થ છે, તેના આશ્રયે જ [1]સમ્યગ્દર્શન થાય છે. (શ્રી સમયસાર. ગા. ૧૧.)

(૨) પરમાર્થના આશ્રયે મુનિઓને [1]કર્મનો નાશ આગમમાં કહ્યો છે. (શ્રી સમયસાર ગા. ૧૫૬ તથા ટીકા, ગુ. પૃ. ૨૫૬)

(૩) નિશ્ચયનયના આશ્રયે મુનિઓ [1]નિર્વાણની પ્રાપ્તિ કરે છે. (શ્રી સમયસાર ગા. ૨૭૨ ટીકા, પૃ. ૪૧૫ ગુ)

(૪) શુદ્ધનયના ગ્રહણનું ફળ મોક્ષ[1] છે. (સમયસાર ગા. ૧૧ ભાવાર્થ પૃ. ૨૬ ગુ)

(૫) શુદ્ધનય ભૂતાર્થ છે-સત્યાર્થ છે, તેનો આશ્રય કરવાથી [1]સમ્યગ્દૃષ્ટિ થઈ શકાય છે. (સમયસાર ગા. ૧૧ ભાવાર્થ, પૃ. ૨૬.)

(૬) સકળ વ્યાવહારિક ચારિત્રથી અને તેના ફળની પ્રાપ્તિથી પ્રતિપક્ષ એવું શુદ્ધ નિશ્ચયનયાત્મક ચારિત્ર છે. (નિયમસાર-નિશ્ચયપ્રતિક્રમણ ઉત્થાનિકા પૃ. ૧૪૯.)

(૭) વ્યવહાર છ આવશ્યકથી પ્રતિપક્ષ શુદ્ધનિશ્ચય આવશ્યક છે. (નિયમસાર અ. ૧૧, ઉત્થાનિકા પૃ. ૨૧૨)

(૮) નિશ્ચયધર્મ (સમ્યક્દર્શન-જ્ઞાન-ચારિત્ર)-વ્યવહારધર્મથી પરમનિરપેક્ષ છે. (નિયમસાર ગા. ૨, પૃ. ૭;

1. સમ્યગ્દર્શન થતાં સંવર-નિર્જરા શરૂ થાય છે અને શુદ્ધિ વધતાં સંવર-નિર્જરા વધે છે, છેવટે મોક્ષ થાય છે.

ગા. ૯૩, પૃ. ૧૭૭; ગા. ૧૮૭, પૃ. ૩૭૩; શ્રી સમયસાર કળશ-ટીકા પૃ. ૧૭ )

(૯) સમસ્ત કર્મના [1]પ્રલયનો હેતુભૂત શુદ્ધોપયોગ છે. (નિયમસાર ગા. ૧૨, ઉત્થાનિકા પૃ. ૩૧૮.)

(૧૦) શુદ્ધોપયોગ વડે ભેદવાસનાની પ્રગટતાનો [1]પ્રલય થાય છે, શુદ્ધોપયોગનો વિરોધી શુભ-અશુભ ઉપયોગ છે (પ્રવચનસાર ગા. ૯૧ પૃ. ૧૩૮ )

(૧૧) 'પુરુષમેવ'—આત્મા જ અભેદનયે શુદ્ધનયનો વિષય હોવાથી, શુદ્ધાત્મસાધક[2] હોવાથી અને શુદ્ધપરિણામ હોવાથી શુદ્ધ છે એમ જાણ. (સમયસાર ગા. ૧૪ જયસેનજી ટીકા. પૃ. ૩૮. નવી આવૃત્તિ )

(૧૨) શુદ્ધનય કહો, આત્માની અનુભૂતિ કહો, આત્મા કહો—એ એક જ છે, જુદાં નથી. (સમયસાર ગા. ૧૪, પૃ. ૩૯.)

(૧૩) નિશ્ચયથી મારો આત્મા જ સંવર છે. (સમયસાર ગા. ૨૭૭; નિયમસાર ગા. ૧૦૦, પૃ. ૧૯૨-૧૯૩, પૃ. ૪૨૦)

આ પ્રમાણે નવ તત્ત્વોનું સાચું સ્વરૂપ સમજવા માટે નિશ્ચય અને વ્યવહારનયનું યથાર્થ જ્ઞાન કરવું જોઈએ.

—(પરિશિષ્ટ પૂર્ણ)

—૦—

૧. સંવર-નિર્જરાપૂર્વક મોક્ષ થાય છે.
૨. શુદ્ધાત્મસાધક=નિર્જરા મોક્ષનું ખરું કારણ છે.

## ત્રીજા અધિકારની ભૂમિકા.

૧. પહેલા અધિકારમા છ દ્રવ્યોનું અને પાંચ અસ્તિકાયનું વર્ણન કર્યું, તેની સાથે નયોનું સ્વરૂપ પણ સમજાવ્યું. એ રીતે જીવ અને અજીવ એ બે તત્ત્વોની ઓળખાણ કરાવી. શાસ્ત્રોનું પ્રયોજન વીતરાગતા છે અને તે જીવોને અનંત દુઃખોથી છોડાવવા માટે છે. માટે જે ભાવોનું શ્રદ્ધાન કરતાં મોક્ષ થાય તથા જેનું શ્રદ્ધાન કર્યા વિના મોક્ષ ન થાય તે આસ્રવાદિ તત્ત્વોનું સ્વરૂપ બીજા અધિકારમાં કહ્યું.

૨. હવે આ અધિકારમાં મોક્ષનો ઉપાય સમજાવવામાં આવ્યો છે, કેમકે ઉપાય કર્યા વિના મોક્ષરૂપ ફળની પ્રાપ્તિ ન થાય.

૩. આ સંબંધી વિચારવાનો પ્રશ્ન એ છે, કે—મોક્ષના ઉપાય કેટલા છે? તેનો ઉત્તર એ છે કે—'એક હોય ત્રણ કાળમાં પરમાર્થનો પંથ'–મોક્ષનો ઉપાય એક જ છે, બે કે વધારે નથી જ. શ્રી પ્રવચનસાર જ્ઞાન-અધિકાર ગા. ૮૨, જ્ઞેય-અધિકાર ગા. ૧૯૯ તથા ચરણાનુયોગ અધિકાર ગા. ૨૪૨—એ ત્રણે અધિકારમાં સ્પષ્ટપણે ભગવાન કુંદકુંદાચાર્યદેવે તેમ કહ્યું છે અને તેને અનુસરીને આ શાસ્ત્રમાં પણ તેમ જ જણાવ્યું છે.

૪. ગા. ૩૭માં મોક્ષનું સ્વરૂપ કહેવાઈ ગયું છે: આત્માનું પરિપૂર્ણ સુખ પ્રગટવું તે મોક્ષ છે. તેને કાર્ય-સમયસાર અથવા કાર્ય-પરમાત્મા પણ કહેવામાં આવે છે.

(૭) રાજમલ્લજી કૃત શ્રી સમયસાર કળશ ટીકામાં જીવ-અધિકારમાં કળશ ૩૧ની ટીકા પૃ. ૪૪માં નીચે પ્રમાણે કહ્યું છે—"વળી કેવો છે આત્મા? दर्शनज्ञानवृतैःकृतपरिणतिः। દર્શન કહેતાં શ્રદ્ધા, રુચિ, પ્રતીતિ, જ્ઞાન કહેતાં જાણપણું, ચારિત્ર કહેતાં શુદ્ધપરિણતિ—એવાં જે રત્નત્રય તેનું કૃત કહેતાં કર્યું છે, પરિણતિ કહેતાં પરિણમન, જે એવો છે. ભાવાર્થ—એવો જે "મિથ્યાત્વ-પરિણતિનો ત્યાગી થતાં શુદ્ધ-સ્વરૂપનો અનુભવ હોતાં સાક્ષાત રત્નત્રય ઘટે છે." આગળ જતાં કહ્યું છે કે-ભાવાર્થ—એવો જે "સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ" એવું જે કહ્યું છે તે સર્વ જૈનસિદ્ધાંત માંહે છે અને તે જ પ્રમાણ છે."

આ ઉપરથી સિદ્ધ થાય છે કે ચોથે ગુણસ્થાને મિથ્યાત્વનો ત્યાગ થતાં જ સાક્ષાત રત્નત્રય પ્રગટે છે. વળી તે જ શાસ્ત્રમાં કળશ ૬ની ટીકા પૃ. ૧૩માં પણ તે જ પ્રમાણે કહ્યું છે.



# અધિકાર ત્રીજો

## * મોક્ષમાર્ગનું બે પ્રકારે નિરૂપણ *

सम्मद्दंसण णाणं चरणं मोक्खस्स कारणं जाणे ।
ववहारा णिच्छयदो तत्तियमइओ णिओ अप्पा ॥ ३९ ॥

सम्यग्दर्शनं ज्ञानं चरणं मोक्षस्य कारणं जानीहि ।
व्यवहारात् निश्चयतः तत्त्रिकमयः निजः आत्मा ॥ ३९ ॥

અન્વયાર્થ:—[ व्यवहारात् ] વ્યવહારનયથી [सम्यग्दर्शनं] સમ્યગ્દર્શન, [ ज्ञानं ] સમ્યગ્જ્ઞાન અને [ चरणं ] સમ્યક્ચારિત્ર એને [ मोक्षस्य ] મોક્ષનું [ कारणं ] કારણ [ जानीहि ] સમજો; [ निश्चयतः ] નિશ્ચયનયથી [ तत्त्रिकमयः ] સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર એ ત્રણેની એકતારૂપ [ निजः ] પોતાનો [ आत्मा ] આત્મા મોક્ષનું કારણ છે.

ભાવાર્થ:— દિ. ગાથા ૮-૯ ની ગા. ૩૪-૩૫-૩૬ સાથેનો સંબંધ:- ગાથા ૮ ના ઉપર મૂક [illegible] મુજબ

* "सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" અર્થ:- સમ્યગ્દર્શન આદિ ત્રણે મળીને મોક્ષમાર્ગ છે. [illegible] વગેરે જુદા જુદા મોક્ષમાર્ગ નથી. [illegible] [illegible] [illegible]

કર્તા છે, તથા ગાથા ૯ માં પોતાના શુદ્ધ ભાવોનો શુદ્ધનયે ભોક્તા છે—એમ કહ્યું છે તેના અનુસંધાનમાં અહીં નિશ્ચય-મોક્ષમાર્ગનો કર્તા-ભોક્તા જીવ પોતે છે એમ સમજવું કેમકે તે જીવનો શુદ્ધભાવ છે. ગા ૩૪-૩૫-૩૬ માં સંવર-નિર્જરાનું સ્વરૂપ કહ્યું છે. સંવર-નિર્જરા તે નિશ્ચય-માર્ગ છે, અને સંવર-નિર્જરાના ધારક મુખ્યપણે મુનિરાજ છે, તેથી નિશ્ચય-મોક્ષમાર્ગનું બીજું નામ—એકાગ્રતાલક્ષણવાળું 'શ્રામણ્ય પણ છે

૨. આ ગાથા તથા ગા. ૪૦ માં કહેલો નિશ્ચય-મોક્ષમાર્ગ— આ ગાથામાં સમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતારૂપ પોતાનો આત્મા તેને મોક્ષમાર્ગ કહ્યો છે, અને ગાથા ૪૦ માં એ ત્રણની એકતારૂપ આત્મા મોક્ષમાર્ગ (મોક્ષનું કારણ) કેમ છે તે બતાવ્યું છે. પ્રવચનસારની ગાથા ૨૪૨ ની ટીકામાં દ્રવ્યપ્રધાન નિશ્ચયનયથી જે પ્રજ્ઞાપન છે, તેને આ ગાથા અનુસરે છે. શ્રી મોક્ષશાસ્ત્રમાં–'સમ્યગ્‌દર્શન-જ્ઞાન-ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ' એની વ્યાખ્યા કરી છે, તે (નિશ્ચય-મોક્ષમાર્ગની) પર્યાયની મુખ્યતાથી કરી છે. એ 'પર્યાયપ્રધાન વ્યવહારનય'થી પ્રજ્ઞાપન છે. (અહીં 'વ્યવહારનય' કહ્યો માટે તે શુભરાગરૂપ વ્યવહાર-મોક્ષમાર્ગ છે એમ ન સમજવું). નિશ્ચય-મોક્ષમાર્ગનું કથન પ્રમાણથી, દ્રવ્યાર્થિકનયથી (દ્રવ્યપ્રધાન નિશ્ચયનયથી) અને પર્યાયાર્થિક-નયથી (પર્યાયપ્રધાન વ્યવહારનયથી) એમ ત્રણ પ્રકારે થાય છે—એમ શ્રી પ્રવચનસાર ગા. ૨૪૨ ની ટીકામાં

૧. પ્રવચનસાર ગા. ૨૪૨, ટીકા. પૃ. ૩૯૮.

જણાવ્યું છે એ રીતે આ શાસ્ત્રમાં અને મોક્ષશાસ્ત્રમાં કથન-પદ્ધતિનો ફેર હોવા છતાં ભાવમાં કાંઈ પણ તફાવત નથી.

૩. **નિશ્ચયમોક્ષમાર્ગ અને વ્યવહારમોક્ષમાર્ગ એકી સાથે:**—ગા. ૪૭માં કહ્યું છે કે–"કારણ કે મુનિ પણ નિયમથી બન્ને પ્રકારનાં મોક્ષ કારણોને ધ્યાનથી પ્રાપ્ત કરે છે તેથી તેમાં પ્રયત્નશીલ થઈને તમે ધ્યાનનો સારી રીતે અભ્યાસ કરો". બૃ. દ્રવ્યસંગ્રહની ગા. ૪૭ ટીકામાં પૃ. ૧૮૦માં કહ્યું છે કે:–"એ બન્ને પ્રકારના પણ મોક્ષ-માર્ગને મુનિ નિર્વિકાર સ્વસંવેદનરૂપ પરમધ્યાન વડે પ્રાપ્ત કરે છે" એ જ પ્રમાણે શ્રી પ્રવચનસાર ગા. ૨૪૦ થી ૨૪૨ના મથાળામાં તથા નિયમસાર ગા ૬૦ પૃ ૧૧૭નાં 'સતત નિશ્ચય–વ્યવહારાત્મક સુંદર ચારિત્રભર વહનારા' કહી–બન્ને સાથે હોય છે, એમ પ્રતિપાદન કર્યું છે.

૪. **વ્યવહારમોક્ષમાર્ગની વ્યાખ્યા :**— વીતરાગ-સર્વજ્ઞપ્રણીત છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ, નવ પદાર્થના સમ્યક્ શ્રદ્ધાન–જ્ઞાન–વ્રતાનુષ્ઠાન વિકલ્પ વ્યવહાર મોક્ષમાર્ગ છે. તે વિકલ્પરૂપ હોવાથી 'પરસમય' (સરાગ-અંશ) છે તે પરદ્રવ્યપ્રવૃત્તિ છે. તેથી તેને સૂક્ષ્મ પરસમય કહેવામાં આવે છે. તેનું ફળ સંસાર છે (સમયસાર ગાથા ૧૧, ભાવાર્થ પાનું ૨૬.) તેનું સ્વરૂપ તથા તેનું ફળ નિશ્ચ. મોક્ષમાર્ગથી [1]પ્રતિપક્ષ છે શુદ્ધોપયોગ (અર્થાત્

૧ નિયમસાર પૃ. ૧૨૯; પ્રવચનસાર ગા. ૭૨ પૃ. ૭૨ [illegible]

નિશ્ચયમોક્ષમાર્ગ)થી શુભ અને અશુભોપયોગ બન્ને [1]વિલક્ષણ છે—વિરોધી છે, છતાં મુનિને સાથે રહેવામાં બાધ (વિરોધ) નથી. એ સરાગ અંશનો અભાવ દશમા ગુણસ્થાનને અંતે થાય છે. વ્યવહાર-મોક્ષમાર્ગ તે દ્રવ્યપ્રવૃત્તિ છે. શ્રી પંચાસ્તિકાયની ગાથા ૧૬૦માં જે વ્યાખ્યા આપી છે તેમાં તે જ પ્રમાણે જણાવ્યું છે. આ શાસ્ત્રની ગા. ૨૯ પ્રમાણે તે આસ્રવ છે.

૫. **નિશ્ચયમોક્ષમાર્ગની વ્યાખ્યા:**—નિજનિરંજન શુદ્ધાત્મતત્ત્વનાં સમ્યક્ શ્રદ્ધાન–જ્ઞાન–અનુચરણમાં એકાગ્ર પરિણતિરૂપ નિશ્ચયમોક્ષમાર્ગ છે. (આ મોક્ષશાસ્ત્રને અનુસરતી વ્યાખ્યા છે.) આ ગાથા તથા ગાથા ૪૦ પ્રમાણે નિશ્ચયથી સમ્યગ્દર્શન-જ્ઞાન–ચારિત્રમય જે નિજઆત્મા છે તે નિશ્ચય-મોક્ષમાર્ગ છે.

૬. **'ધાતુપાષાણે અગ્નિવત્ સાધક વ્યવહાર-મોક્ષમાર્ગ' એ કથનનો અર્થ:**—દૃષ્ટાંત હમેશાં એકદેશી હોય છે, સર્વાંશે લાગુ પડે નહિ. સોનાને પકવવામાં ઉપાદાનકારણ તો સોનું પોતે અને તેની યોગ્યતા છે, પણ નિમિત્ત અગ્નિ જ હોય, બીજા કોઈમાં ઉચિત નિમિત્તપણાની યોગ્યતા નથી. તેમ નિશ્ચય-મોક્ષમાર્ગ માટે ઉપાદાનકારણ તો પોતાનો આત્મા અને તેની યોગ્યતા છે, પણ નિમિત્ત વ્યવહાર-મોક્ષમાર્ગ જ હોય, બીજા કોઈ ભાવમાં ઉચિત નિમિત્તપણાની યોગ્યતા નથી, દૃષ્ટાંતમાં બે ભિન્ન પુદ્ગળ

---

૧. પ્રવચનસાર ગાથા ૯૧, પૃ. ૧૩૮.

અભેદનયે શુદ્ધનયનો વિષય હોવાથી, શુદ્ધાત્મનો સાધક હોવાથી, શુદ્ધ અભિપ્રાયરૂપે પરિણત હોવાથી શુદ્ધ છે એમ જાણવું. જુઓ, સમયસાર ગા. ૧૮ શ્રી જયસેનાચાર્યની ટીકા, છેટનો ભાગ, નવી આવૃત્તિ પૃ. ૩૮, જૂની આવૃત્તિ પૃ. ૪૧ ). ૩૯.

## નિશ્ચયમોક્ષમાર્ગનું વિશેષ કથન

रयणत्तयं ण वट्टइ अप्पाणं मुयत्तु अण्णदवियम्हि ।
तह्मा तत्तियमइओ होदि हु मोक्खस्स कारणं आदा ॥ ४० ॥
रत्नत्रयं न वर्त्तते आत्मानं मुक्त्वा अन्यद्रव्ये ।
तस्मात् तत्त्रिकमयः भवति खलु मोक्षस्य कारणं आत्मा ॥ ४० ॥

અન્વયાર્થ:—[ आत्मानं ] આત્માને [ मुक्त्वा ] છોડીને [ अन्य द्रव्ये ] બીજા દ્રવ્યમાં [ रत्नत्रयं ] રત્નત્રય [ न वर्त्तते ] રહેતું નથી [ तस्मात् ] તે કારણથી [ तत्त्रिकमयः ] તે ત્રણ રત્નની એકતાવાળો [ आत्मा ] આત્મા [ खलु ] ખરેખર [ मोक्षस्य कारणं ] મોક્ષનું કારણ [ भवति ] છે.

ભાવાર્થ:—નિશ્ચયરત્નત્રયનું સ્થાન- ( ૧ ) નિજ શુદ્ધાત્મા સિવાય બીજે ક્યાંય પણ અન્ય દ્રવ્યમાં નિશ્ચય-રત્નત્રય હોતાં નથી-વર્તતાં નથી. "મુક્તિની પ્રાપ્તિ માટે જગતમાં બીજો કોઈ પદાર્થ નથી-નથી." ( નિયમસાર, કલશ ૧૩૫, પૃ. ૧૯૪ ). કોઈ પણ પરપદાર્થના આશ્રયે રત્નત્રય પ્રગટી શકે નહિ, કેમકે તેમાં તે હોતાં નથી. જીવોને અનાદિથી પરાશ્રયબુદ્ધિ વર્તે છે. અનુકૂળ પદાર્થોનો

સંયોગ હોય તો પોતે સુખી અને પ્રતિકૂળ પદાર્થોનો સંયોગ હોય તો દુઃખી એવી મિથ્યા માન્યતા કરી રહ્યો છે. પરપદાર્થો ઇષ્ટ-અનિષ્ટ કરી શકે જ નહિ એમ તે માનતો નથી. તેથી પરપદાર્થો પ્રત્યેનો આશ્રય છોડાવી ત્રિકાળી શુદ્ધ ઉપાદાન—નિજશુદ્ધાત્માનો આશ્રય આદરી કરાવ્યો છે.

(૨) વ્યવહારરત્નત્રય છે તે પરદ્રવ્યપ્રવૃત્તિ છે, તેના આશ્રયનું ફળ સંસાર છે, તેથી પરદ્રવ્ય તરફની પ્રવૃત્તિ છોડી, (સ્વદ્રવ્યના આશ્રયરૂપ) સ્વદ્રવ્યપ્રવૃત્તિ કર્યા વિના નિશ્ચયરત્નત્રય કદી પ્રગટે નહિ.

(૩) પોતાનો શુદ્ધાત્મા જ પોતાનું આલંબન-[1]સાલંબ છે અને તે [2]પરથી નિરપેક્ષ-નિરાલંબ છે, એવું વસ્તુનું સ્વરૂપ છે.

(૪) અને તેથી જ નિજ [2]પરમાત્મતત્ત્વનાં સમ્યક્ શ્રદ્ધાન-જ્ઞાન-અનુષ્ઠાનરૂપ શુદ્ધરત્નત્રયમાર્ગ પરમનિરપેક્ષ હોવાથી મોક્ષનો સાચો ઉપાય છે. અને તે શુદ્ધરત્નત્રયનું ફળ સ્વાત્મોપલબ્ધિ (મોક્ષની પ્રાપ્તિ) છે.

૨. તે [illegible]

---

૧. નિયમસાર [illegible]

૨. [illegible]

નયનું છે. એ ગા. ૩૯ માં જણાવ્યું છે. શ્રી સમયસારની ગા. ૨૭૭ને અનુસરીને આ ગાથા છે. નિશ્ચયસમ્યગ્દર્શન-જ્ઞાન-ચારિત્રની એકતા તે 'રત્નત્રય' છે એમ મૂળ ગાથામાં જ કહ્યું છે,. તેથી એમ સમજવું કે શુદ્ધ આત્મા દર્શન છે કારણ કે તે દર્શનનો આશ્રય છે; શુદ્ધ આત્મા જ્ઞાન છે કારણ કે તે જ્ઞાનનો આશ્રય છે; શુદ્ધ આત્મા ચારિત્ર છે કારણ કે તે ચારિત્રનો આશ્રય છે. તેમાં વ્યવહારનય પ્રતિષેધ્ય છે એમ સમજવું.

૩. સર્વે વ્યવહાર છોડવાં યોગ્ય છેઃ—શ્રી યોગસાર (શ્રી યોગીન્દ્રદેવકૃત)ની ગાથા ૩૭, ૫૫ તથા ૮૯ માં સર્વે વ્યવહાર છોડવા યોગ્ય છે એમ કહ્યું છે: તે છોડયા વિના તે રાગાંશનો અભાવ શી રીતે થાય? વ્યવહારરત્નત્રય છે ખરાં, જો તે ન જ હોય તો છોડવાં કોને? જો તે સાચો ધર્મ હોય તો છોડવા યોગ્ય હોઈ શકે નહિ-તેથી તેને માત્ર વ્યવહારનયે [1]'સાધક' કહ્યાં છે પણ તે ઉપરથી તેમાં અંશે ધર્મ છે એમ માનવું તે ભ્રમ છે.

૪. મોક્ષનું કારણઃ—એ રત્નત્રયરૂપે પરિણમેલો પોતાનો આત્મા તે જ મોક્ષનું ખરું-વાસ્તવિક-નિશ્ચય કારણ (સાધન) છે. એમ જણાવી વ્યવહારરત્નત્રય તે મોક્ષનું ખરું કારણ નથી એમ સ્પષ્ટ જણાવ્યું છે. મોક્ષમાર્ગના ત્રણે અવયવોની વ્યાખ્યા હવે પછી ગાથા ૪૧-૪૨ અને ૪૬માં આપી છે. ૪૦.

---

૧. અહીં સાધક એટલે નિમિત્ત—એવો અર્થ સમજવો.

પરિણમે તેને હોય છે, તેઓ સાદિ મિથ્યાદૃષ્ટિ કહેવાય છે.) આ પર્યાય ઊલટી-ઊંધી-વિપરીત છે.

સમ્યગ્દર્શન:—શ્રદ્ધાગુણની શુદ્ધ પર્યાય છે, તેને આ ગાથામાં 'आत्मनःरूपं' અર્થાત આત્માનું સ્વરૂપ કહ્યું છે. શ્રી પુરુષાર્થસિદ્ધિ-ઉપાય ગાથા ૨૨માં 'आत्मरूपं तत्' અર્થાત તે આત્મસ્વરૂપ છે એમ કહ્યું છે. તે જ ગાથામાં તેને 'सदैवकर्तव्यम्' અર્થાત સદાકાળ કરવા યોગ્ય છે એમ કહ્યું છે. (એ શાસ્ત્ર શ્રાવકાચાર છે.) આ પર્યાય ચોથે ગુણસ્થાને પ્રથમ ઉપશમ સમ્યક્ત્વ થતાં જ પ્રગટે છે. તે પુરુષાર્થસિદ્ધિ-ઉપાય શાસ્ત્રની ગાથા નીચે પ્રમાણે છે:—

जीवाजीवादीनां तत्त्वार्थानां सदैव कर्तव्यम् ।
श्रद्धानं विपरीताभिनिवेश विविक्तमात्मरूपं तत् ॥

(આ ગાથાનો અર્થ શ્રી મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૩૨૦માં નીચે પ્રમાણે કર્યો છે):—

"અર્થ:—વિપરીત અભિનિવેશ રહિત જીવ-અજીવાદિ તત્ત્વાર્થોનું શ્રદ્ધાન સદાકાળ કરવા યોગ્ય છે. એ શ્રદ્ધાન આત્માનું જ સ્વરૂપ છે; કારણ કે દર્શનમોહરૂપ ઉપાધિ દૂર થતાં પ્રગટ થાય છે, માટે એ આત્માનો સ્વભાવ છે. ચતુર્થાદિ ગુણસ્થાનમાં પ્રગટ હોય છે અને પછી સિદ્ધ અવસ્થામાં પણ સદાકાળ તેનો સદ્ભાવ રહે છે."

(૩) મિશ્ર અવસ્થા:—જે, કાંઈક સમ્યક્ અને કાંઈક મિથ્યાત્વરૂપ હોય છે. આ અવસ્થા સાદિ મિથ્યાદૃષ્ટિને

ચોથા ગુણસ્થાનવાળો જીવ શુદ્ધ (નિશ્ચય) સમ્યગ્દર્શનધારી હોય છે, એમ સ્પષ્ટ કર્યું છે. ગાથા ૩૬ માં સમ્યગ્દર્શનથી પવિત્ર જીવ કેવા કુળમાં જન્મે છે તથા કેવા શરીરની પ્રાપ્તિ કરે છે તે જણાવ્યું છે. એટલે તે પણ ચોથા ગુણસ્થાનવાળા જીવને પવિત્ર (નિશ્ચય) સમ્યગ્દર્શન હોય છે એમ સિદ્ધ કરે છે. આ ગાથા ૩૫–૩૬ નો આધાર બૃ. દ્રવ્યસંગ્રહ ગા. ૪૧ ટીકા પૃ. ૧૬૧ માં લીધો છે. ગાથા ૩૪ માં કહ્યું છે કે, ત્રણ કાળ અને ત્રણ લોકમાં શરીરધારીઓને સમ્યક્ત્વ સમાન કાંઈપણ કલ્યાણ–શ્રેય નથી અને મિથ્યાત્વ સમાન કાંઈપણ અકલ્યાણ–અશ્રેય નથી. હવે મિથ્યાત્વ તો સમ્યગ્દર્શન થતાં ચોથે ગુણસ્થાને જ જાય છે. કલ્યાણકારી સમ્યગ્દર્શન તો નિશ્ચય સમ્યગ્દર્શન છે કેમકે તે શ્રદ્ધાગુણની શુદ્ધ પર્યાય છે. વ્યવહાર સમ્યક્ત્વ તો શ્રદ્ધાગુણની પર્યાય જ નથી, એ તો ચારિત્રગુણની વિકારી પર્યાય અર્થાત્ શુભોપયોગ છે—એમ શ્રી પ્રવચનસારની ગાથા ૧૫૭ માં શ્રી કુંદકુંદાચાર્યદેવે પોતે કહ્યું છે. માટે ચોથે ગુણસ્થાનથી જ નિશ્ચય-સમ્યગ્દર્શન હોય છે એમ નિર્ણય કરવો.

૨. શ્રી પુરુષાર્થસિદ્ધિ ઉપાયઃ—(જે શ્રાવકાચારનું શાસ્ત્ર છે) ગાથા ૨૨ માં કહ્યું છે કે–વિપરીત અભિનિવેશથી રહિત જીવ-અજીવાદિ તત્ત્વાર્થોનું શ્રદ્ધાન સદાકાળ કર્તવ્ય છે; એ શ્રદ્ધાન આત્માનું સ્વરૂપ છે. ચોથે ગુણસ્થાનથી નિશ્ચય-સમ્યક્ત્વ હોય છે એવો તેનો અર્થ છે, કેમકે અહીં તેને આત્માનું સ્વરૂપ કહ્યું છે અને સદા કર્તવ્ય છે એમ કહ્યું છે.

કહ્યું છે કે–"એ મહાપુરુષોને શુદ્ધાત્મા ઉપાદેય છે એવી ભાવનારૂપ નિશ્ચયસમ્યક્ત્વ તો છે, પણ ચારિત્રમોહના ઉદયથી સ્થિરતા નથી." આગળ જતાં તે ટીકામાં જ કહ્યું છે કે "શુભરાગના યોગથી તેઓ સરાગ સમ્યગ્દષ્ટિ છે."

(૫) શ્રી પંચાધ્યાયી ભાગ–૨ માં કહ્યું છે કે 'સમ્યગ્દર્શન' માં સવિકલ્પ (સરાગ–વ્યવહાર) અને નિર્વિકલ્પ (વીતરાગ–નિશ્ચય) એવા ભેદ ખરેખર નથી. તેની ગાથા ૮૨૧–૨૨ માં કહ્યું છે કે શાસ્ત્ર અને લોકમાં એવી રૂઢિ છે કે–સમ્યક્ત્વ નિશ્ચય અને વ્યવહાર એમ બે પ્રકારના છે. વ્યવહાર સમ્યક્ત્વ સરાગ અર્થાત્ સવિકલ્પ છે અને નિશ્ચય સમ્યક્ત્વ વીતરાગ અર્થાત્ નિર્વિકલ્પ છે, તેના સમાધાનમાં પ્રથમ એમ જણાવ્યું છે કે ખરેખર એવું માનનાર પોતાની પ્રજ્ઞાના અપરાધથી ખોટા આશયવાળા છે. તેમનો જે કાંઈ શ્રુત-અભ્યાસ છે તે કેવળ કાયક્લેશ માટે છે (ગા. ૮૨૭) શાસ્ત્રોમાં આ કથન કેવી રીતે આવે છે; તેનો ખુલાસો (આગળ જતાં) ઘણી ગાથાઓમાં આવે છે, તેમાંથી બે ગાથા જરૂરની હોવાથી અહીં તેનો હવાલો આપ્યો છે. પંચાધ્યાયી ભાગ ૨, ગાથા ૯૦૨ નીચે પ્રમાણે

यत्पुन ... त्क्ष्योन्मुखैरिह ।
अत्रं ... ल स्साम्प्रतम् ॥ ९०२ ॥

અર્થઃ—કોઈ પુરુષોએ સ્થૂલ ઉપચારદૃષ્ટિથી જે દર્શન–જ્ઞાનને સવિકલ્પ કહ્યું છે તેમાં જે ઉપચારકારણ છે, તેને હું હવે સ્પષ્ટરૂપથી કહું છું.

(૬) ત્યાર પછી ઉપચાર કારણની ચર્ચા કરીને ગાથા ૯૦૯–૧૦માં કહ્યું કે–

विमृश्यैतत्परं कैश्चिदसद्भूतोपचारतः ।
रागवज्ज्ञानमत्रास्ति सम्यक्त्वं तद्वदीरितम् ॥
हेतोः परं प्रसिद्धैर्यैः स्थूललक्ष्यैरिति स्मृतम् ।
आप्रमत्तं च सम्यक्त्वं ज्ञानं वा सविकल्पकम् ॥

અર્થઃ—કેવળ આ વાતનો વિચાર કરીને કોઈ પુરુષોએ ઉપચરિત અસદ્ભૂતવ્યવહારનયથી તે ગુણસ્થાનોમાં રાગસહિત જ્ઞાનને દેખીને સમ્યક્ત્વને પણ તેવું (સરાગ) કહ્યું છે. ૯૦૯.

કેવળ એ હેતુથી (બુદ્ધિપૂર્વક રાગના હેતુથી) પ્રસિદ્ધ રીતે સ્થૂલ ઉપચારદૃષ્ટિથી તેઓ તરફથી એમ કહેવામાં આવ્યું છે કે પ્રમત્તગુણસ્થાન સુધી (૪–૫–૬ ગુણસ્થાન સુધી) સમ્યક્ત્વ અને જ્ઞાન સવિકલ્પક (સરાગ) છે ૯૧૦

(૭) ઉપર કહેલાં શાસ્ત્રોમાં તથા બીજા શાસ્ત્રોમાં સમ્યક્ શ્રદ્ધા અને ચારિત્રગુણની પર્યાયો જુદી જુદી બતાવી છે; ત્યાં એવું વર્ણન છે કે–ચોથા ગુણસ્થાનમાં જે જીવને (૧) શુદ્ધ જિનશાસનદૃષ્ટિ, (૨) સમ્યક્ત્વાચરણ ચારિત્ર, (૩) [1]નિજ સમ્યક્ત્વ ગુણ વિશુદ્ધ અને (૪) સમ્યક્ત્વાચરણચારિત્રશુદ્ધ હોય છે. (૫) જે જીવ વિશુદ્ધસમ્યક્ત્વ (શ્રદ્ધા) કરે છે તે મલિન દોષને પરિહરે છે, (૬) સમ્યક્ત્વને અનુસરનારો દુઃખનો ક્ષય કરે છે.

૧. ચારિત્ર પાહુડ ગા. ૫–૮–[illegible]

(૮) (૧) 'શ્રાવક તથા [1]મુનિપણાના કારણભૂત નિશ્ચય-સમ્યગ્દર્શનાદિ' હોય છે.

(૨) અવિરત, દેશવિરત[2] આદિમાં ગુણનો એકદેશ આવે છે.

(૩) શુદ્ધાત્મભાવનાથી ઉત્પન્ન અતીંદ્રિય સુખ ઉપાદેય છે એમ પ્રતીતિ કરે છે (પ્રતિભાતિ) તે [3]ભાવસમ્યગ્દષ્ટિ છે. તે [4]નિશ્ચયસમ્યક્ત્વ છે.

(૪) શ્રદ્ધાન સદાકાળ કર્તવ્ય છે, એ [5]આત્માનું જ સ્વરૂપ છે; તે દર્શનમોહરૂપ [6]ઉપાધિ દૂર થતાં પ્રગટ થાય છે માટે એ આત્માનો સ્વભાવ છે. ચતુર્થાદિ ગુણસ્થાનમાં પ્રગટ હોય છે, પછી સિદ્ધ અવસ્થામાં પણ સદાકાળ તેનો સદ્ભાવ રહે છે.

---

૧. ભાવપાહુડ ગા. ૬૬ અર્થ તથા ભાવાર્થ.

૨. ભાવપાહુડ ગા. ૧૨૦ ભાવાર્થ.

૩. પંચાસ્તિકાય ગા. ૧૬૩ ઉત્થાનિકા, પૃ. ૨૨૩ જયસેનજી.

૪. પરમાત્મપ્રકાશક અ. ૧, ગા. ૯૩, પૃ ૯૭ સં, ગા. ૯૪, પૃ. ૯૮; અ ૨. ગા. ૧૫ પૃ. ૧૪૩. સં., (ત્યાર પછી અ. ૨ ગા. ૧૭ પૃ. ૧૪૬–૧૪૭ એ પ્રકારે વ્યાખ્યાન) મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૯ પૃ. ૩૩૧–૩૩૨. બનારસીદાસકૃત સમયસાર-નાટક, ગુણસ્થાન અધિકાર. શ્લોક ૫૧ પહેલી કડી–બીજી લીટી, પૃ. ૪૯૦.

૫. પુરુષાર્થસિદ્ધિ-ઉપાય ગા. ૨૨.
મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૩૨૦–૩૨૩–૩૩૧–૩૩૨.

(૧૧) શ્રાવકને ભેદાભેદ રત્નત્રય તથા શુદ્ધોપયોગ-શુદ્ધાત્મભાવના હોય છે.

(૧૨) સમ્યગ્દૃષ્ટિ જીવ અંતર્દૃષ્ટિ વડે મોક્ષપદ્ધતિ સાધી જાણે છે; તે બાહ્યભાવને બાહ્ય નિમિત્તરૂપ માને છે; તે નિમિત્ત તો નાના પ્રકારનાં છે, એકરૂપ નથી, તેથી અંતર્દૃષ્ટિના પ્રમાણમાં મોક્ષમાર્ગ સાધે છે.

એ વગેરે પ્રકારે ચોથા ગુણસ્થાનેથી પ્રગટ થનાર સમ્યગ્દર્શનનું અદ્ભુત માહાત્મ્ય છે. તે પ્રગટતાં જ્ઞાનમાંથી પણ વિપરીતપણું છૂટી જતાં સમ્યગ્જ્ઞાન થાય છે

સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાનો ઉપાય:—શ્રી સમયસાર ગા. ૧૧ માં જણાવેલ ભૂતાર્થનયનો વિષય એવા નિજ જ્ઞાયક ભાવનો આશ્રય કરવો. ધર્મ પ્રગટ કરવા માટે આદિ–મધ્ય અને અંતમાં તે એક જ ઉપાય છે. ૪૧.

### સમ્યગ્જ્ઞાનનું લક્ષણ

संसयविमोहविब्भमविवज्जियं अप्पपरसरूवस्स ।
गहणं सम्मण्णाणं सायारमणेयभेयं च ॥ ४२ ॥

संशयविमोहविभ्रमविवर्जितं आत्मपरस्वरूपस्य ।
ग्रहणं सम्यग्ज्ञानं साकारं अनेकभेदं च ॥ ४२ ॥

અન્વયાર્થ:— [संशयविमोहविभ्रमविवर्जितं] સંશય, વિમોહ અને વિભ્રમથી રહિત [साकारं] આકાર (વિકલ્પ)

આવે છે; તેથી છએ દ્રવ્યો, તેના ગુણો અને પર્યાયોના સમૂહને વિશ્વ કહે છે—એમ જાણવું. પદાર્થોમાં સ્વ અને પર એવા બે વિભાગ છે. જે જાણનાર આત્માનું પોતાનું હોય તે સ્વ છે અને બીજું બધું પર છે.

(૨) તેના આકારોનું અર્થાત્ સ્વરૂપોનું અવભાસન તે વિકલ્પ છે. (અવભાસન=અવભાસવું તે, પ્રકાશવું તે, જણાવું તે, પ્રગટ થવું તે. એક પદાર્થથી બીજો પદાર્થ જે સ્વરૂપે જુદો છે તે રીતે પોતાના જ્ઞાનમાં નક્કીપણે ભાસ થવો તે.)

એ રીતે સ્વ-પર પદાર્થોનું ભિન્નતાપૂર્વક યુગપદ્ અવભાસન તે જ્ઞાન છે. જેમ દર્પણના નિજ વિસ્તારમાં સ્વ અને પર આકારો એકી સાથે પ્રકાશે છે, તેમ જેમાં યુગપદ્ સ્વ-પર આકારો (સ્વરૂપો) અવભાસે છે તે જ્ઞાન છે.

૨. યુગપદ્ સ્વ-પરના સ્વરૂપનું જ્ઞાન થવા સંબંધી દૃષ્ટાંત:—પરમાત્મા અનંત જ્ઞાન-સુખાદિરૂપ તે હું, તથા રાગાદિ આસ્રવો તે મારાથી જુદા અર્થાત ભિન્ન—એ રીતે સ્વ-પરાકારનું અવભાસન તે યુગપદ્ સ્વ-પરનું [1]યથાર્થ જ્ઞાન છે, કેમકે આત્મા અને આસ્રવનો ભેદ જ્યાં સુધી જીવ જાણે નહિ ત્યાં સુધી બંધ થયા વિના રહે નહિ, અને જ્યારે આત્મા અને આસ્રવનો તફાવત (ભેદ) જાણે ત્યારે તેને બંધનો નિરોધ [2]થાય છે.

---

૧. પ્રવચનસાર ગા. ૧૨૪ ટીકા, પૃ. ૨૧૩ ગુ, સં. ટીકા, પૃ. ૩૦૪ જયસેનાચાર્ય.
૨. સમયસાર ગા. ૬૮ થી ૭૨ તથા ૭૪.

૫. સમ્યગ્જ્ઞાન અને રાગ:—સમ્યગ્જ્ઞાનોપયોગનો વિષય જ્યારે આત્મા હોય ત્યારે તે જ્ઞાન સ્વસંવેદનજ્ઞાન કહેવાય છે, તેથી ચારિત્ર અપેક્ષાએ તે જ્ઞાનને વીતરાગી જ્ઞાન અથવા નિશ્ચયજ્ઞાન, અને જ્યારે તે જ્ઞાનનો વિષય સમ્યગ્દૃષ્ટિને પરપદાર્થ હોય ત્યારે તે જ્ઞાનને વ્યવહારજ્ઞાન-સ્થૂળ દૃષ્ટિથી કહેવામાં આવે છે. પણ તેથી તે વ્યવહારજ્ઞાન-ઉપચારરૂપ થઈ જતું નથી પણ ખરેખર તે (નિશ્ચય) સમ્યગ્જ્ઞાન જ છે. આ વિષય પંચાધ્યાયીમાં લેવામાં આવ્યો છે. (આ માટે જુઓ ગાથા ૪૧.) ભાવાર્થ પારા-૫ (૧) થી (૭)માં છે તે પ્રમાણે અહીં પણ એમ સમજવું કે બન્ને ગુણોને જુદા-જુદા ન ગણતાં તે જ્ઞાન સમ્યક્ જ ખરેખરે છે, તે ઉપચાર નથી.

પ્રશ્ન:—ચારિત્રની અપેક્ષાએ કથન હોય ત્યારે રાગ સાથે રહેલા સમ્યગ્જ્ઞાનને વ્યવહારજ્ઞાન કહી તેને સાધક, અને નિર્વિકલ્પ દશાના નિશ્ચયજ્ઞાનને [1]સાધ્ય કહેવામાં આવે છે. તેનો શું અર્થ છે?

ઉત્તર:—સમ્યગ્દૃષ્ટિ પોતાનો પુરુષાર્થ વધારી સ્વસંવેદન-જ્ઞાનરૂપે પરિણમે છે ત્યારે ઉપર કહેલા વ્યવહારજ્ઞાનનો અભાવ થાય છે. છતાં તે તે વખતે સહચારી છે એમ ભૂતનૈગમનયે ગણી તેને નિમિત્ત—બહિરંગ સાધક—

---

૧. બૃ. દ્રવ્યસંગ્રહમાં આ ગાથા ૪૨ની ટીકામાં પૃ. ૧૬૬માં આ મતલબે જણાવ્યું છે શ્રી રાયચંદ્ર જૈન શાસ્ત્રમાળા આવૃત્તિ ૨.

નાશ થાય છે, આત્માનો લાભ થાય છે, અનાત્માનો પરિહાર સિદ્ધ થાય છે, કર્મ (ભાવકર્મ અને દ્રવ્યકર્મ) જોરાવર થઈ શકતું નથી, રાગ દ્વેષ-મોહ ઉત્પન્ન થતા નથી, ફરી કર્મ આસ્રવતું નથી, ફરી કર્મ બંધાતું નથી, પૂર્વે બંધાયેલું કર્મ નિર્જરી જાય છે, સમસ્ત કર્મનો અભાવ થવાથી સાક્ષાત્ મોક્ષ થાય છે. ૪૨.

## દર્શનોપયોગનું લક્ષણ

जं सामण्णं गहणं भावाणं णेव कट्टुमायारं ।
अविसेसिदूण अट्ठे दंसणमिदि भण्णए समये ॥ ४३ ॥
यत् सामान्यं ग्रहणं भावानां नैव कृत्वा आकारम् ।
अविशेषयित्वा अर्थान् दर्शनं इति भण्यते समये ॥ ४३ ॥

અન્વયાર્થઃ—[ अर्थान् ] પદાર્થોના [ नैव कृत्वा आकारं ] આકારને નહિ ગ્રહણ કરતાં [ अविशेषयित्वा ] વિશેષતા ન કરતાં [ यत् ] જે [ भावानां सामान्यं ग्रहणं ] પદાર્થોનું સામાન્ય ગ્રહણ કરવું તે [ दर्शनं ] *દર્શન છે [ इति ] એમ [ समये ] શાસ્ત્રમાં [ भण्यते ] કહેલું છે.

ભાવાર્થઃ—પદાર્થોનું જે સામાન્ય ગ્રહણ કરવું તેને દર્શન કહે છે. તેની અંદર "આ કાળો છે, આ ઘડો છે, આ આ છે" વગેરે કોઈ પણ પ્રકારની વિશેષતા પેદા થતી

* "विषयविषयिसन्निपाते दर्शनम्" અર્થઃ—પદાર્થ અને ઇન્દ્રિયનો સંબંધ થતાં દર્શન થાય છે. (આ દર્શનગુણને સામાન્ય ચેતના કહેવામાં આવે છે.)

નથી; અથવા આત્માના ઉપયોગનું પદાર્થ તરફ ઝૂકવું તે દર્શન છે. (જ્ઞાન થવા પહેલાં સામાન્ય પ્રતિભાસરૂપ ચેતનાનો વ્યાપાર તેને દર્શનઉપયોગ કહે છે.)

## દર્શન અને જ્ઞાનની ઉત્પત્તિ થવામાં નિયમ

दंसणपुव्वं णाणं छदमत्थाणं ण दुण्णि उवओगा ।
जुगवं जह्मा केवलिणाहे जुगवं तु ते दोवि ॥ ૪૪ ॥
दर्शनपूर्वं ज्ञानं छद्मस्थानाम् न द्वौ उपयोगौ ।
युगपत् यस्मात् केवलिनाथे युगपत् तु तौ द्वौ अपि ॥ ૪૪ ॥

અન્વયાર્થઃ— [ छद्मस्थानाम् ] અલ્પ જ્ઞાનીઓને [ दर्शनपूर्वं ] દર્શનપૂર્વક [ ज्ञानं ] જ્ઞાન હોય છે [ यस्मात् ] તે કારણથી [ द्वौ उपयोगौ ] બે ઉપયોગ [ युगपत् ] એકીસાથે [ न ] હોતા નથી [ तु ] પરંતુ [ केवलिनाथे ] કેવળી ભગવાનને [ तौ द्वौ अपि ] તે બન્ને ઉપયોગો [ युगपत् ] એકીસાથે હોય છે.

## નિશ્ચયચારિત્રનું લક્ષણ

बहिरब्भंतरकिरियारोहो भवकारणप्पणासट्ठं ।
णाणिस्स जं जिणुत्तं तं परमं सम्मचारित्तं ॥ ४६ ॥
बहिरभ्यन्तरक्रियारोधः भवकारणप्रणाशार्थम् ।
ज्ञानिनः यत् जिनोक्तम् तत् परमं सम्यक्चारित्रम् ॥ ४६ ॥

અન્વયાર્થ:— [ भवकारणप्रणाशार्थं ] ભવનાં કારણનો નાશ કરવા માટે [ ज्ञानिनः ] જ્ઞાનીઓને [ बहिरभ्यन्तरक्रियारोधः ] બાહ્ય અને અભ્યન્તર* ક્રિયાઓનું રોકવું છે [ तं ] તે [ जिनोक्तम् ] જિનેશ્વરદેવે કહેલું [ परमं ] ઉત્કૃષ્ટ+ [ सम्यक्चारित्रम् ] સમ્યક્ચારિત્ર છે.

ભાવાર્થ:—૧. પરમ સમ્યક્ચારિત્ર:—નિશ્ચયચારિત્ર કહો કે પરમ સમ્યક્ચારિત્ર કહો, બન્ને એક જ છે. તે સમ્યગ્દર્શન-જ્ઞાનપૂર્વક હોય છે. તેથી જ્ઞાનીઓને જ હોય છે એમ સમજવું. આ સંબંધમાં બે ગાથાઓ શ્રી પ્રવચનસારમાં છે તે નીચે આપી છે:—

[ ગાથા ૭ ]

"ચારિત્ર છે તે ધર્મ છે, જે ધર્મ છે તે સામ્ય છે,
ને સામ્ય જીવનો મોહક્ષોભવિહીન નિજપરિણામ છે. ॥ ૭ ॥

---

* શુભ અને અશુભરૂપ વચન અને કાયાની ક્રિયાને બાહ્યક્રિયા કહે છે. શુભ તથા અશુભ મનના વિકલ્પરૂપ ક્રિયાના વ્યાપારને અભ્યંતરક્રિયા કહેવામાં આવે છે.

+ ઉત્કૃષ્ટ = નિશ્ચય.

### [ ગાથા ૯૨ ]

આગમ વિષે કૌશલ્ય છે ને મોહદૃષ્ટિ વિનષ્ટ છે,
વીતરાગ-ચરિતારૂઢ છે; તે મુનિ–મહાત્મા 'ધર્મ' છે. ॥ ૯૨ ॥

( આ ગાથાઓની ટીકા વાંચવી ). આચાર્યદેવ ગા. ૯૨ની ટીકામાં કહે છે કે જીવને પોતાને ધર્મ થયો છે કે નહિ તેની ખબર પડી શકે છે, કેમકે પોતાને 'ધર્મ' પ્રગટ્યો છે એમ પોતે જાણે છે.

થઈને [जूयं] તમે [झाणं] ધ્યાનનો* [समब्भसह] સારી રીતે અભ્યાસ કરો.

ભાવાર્થ:—૧. નિજ શુદ્ધાત્મામાં એકતારૂપ ધ્યાન કરવાથી નિશ્ચય-વ્યવહાર મોક્ષમાર્ગ પ્રગટે છે એવો નિયમ:—

મુનિદશાને ઉચિત ધ્યાનનું સામર્થ્ય પ્રગટ કરવાથી જીવને ૭મું ગુણસ્થાન પ્રાપ્ત થાય છે, અને તે નિર્વિકલ્પ દશાથી ખસીને જ્યારે તે છઠ્ઠા ગુણસ્થાનમાં આવે છે ત્યારે તેને ૨૮ મૂળગુણરૂપ વ્યવહારમોક્ષમાર્ગ હોય છે. જ્યાં સુધી શ્રેણી માંડવાનો પ્રચંડ પુરુષાર્થ ન પ્રગટ કરે ત્યાં સુધી મુનિઓ વારંવાર સાતમા અને છઠ્ઠા ગુણસ્થાને આવે છે. આમ મુનિદશાના ધ્યાનનું સામર્થ્ય જ એવું હોય છે કે જ્યારે નિર્વિકલ્પદશામાં તેઓ ન રહી શકે ત્યારે છઠ્ઠા ગુણસ્થાનને યોગ્ય વ્યવહારમોક્ષમાર્ગના વિકલ્પ આવે છે.

જીવને. ચોથું ગુણસ્થાન પ્રથમ પ્રગટ થવા કાળે જે નિર્વિકલ્પ ધ્યાન પ્રગટે છે તે ધ્યાનથી ખસીને જ્યારે અવિરત સમ્યગ્દષ્ટિ સવિકલ્પ દશામાં આવે છે ત્યારે તેને

---

* उत्तमसंहननस्यैकाग्रचिन्तानिरोधो ध्यानम् ।

અર્થ:—ઉત્તમ સંઘયણવાળાનું એકાગ્રતાપૂર્વક ચિંતાને રોકવું તે ધ્યાન છે. આ ધ્યાન અંતર્મુહૂર્ત (બે ઘડીથી કાંઈક ઓછા સમય) સુધી રહે છે. બીજી ક્રિયાઓથી ચિત્તને હઠાવીને એક જ ક્રિયામાં રાખવું તેને એકાગ્રચિંતાનિરોધ કહે છે.

આઠ અંગ અર્થાત્ આઠ ગુણરૂપ સમ્યક્ આચરણ (-ચરણ) હોય છે. અને કુગુરુ, કુશાસ્ત્ર અને કુતત્ત્વનો ને સ્વીકાર હોતો નથી તથા કુદેવાદિ પ્રત્યે સ્તુતિ, પ્રશંસા, ંદન, નમસ્કાર, મહિમા, આદર વગેરેરૂપ અનાચાર તેને હોતો નથી.

વળી તે જ જીવ જ્યારે પાંચમા ગુણસ્થાનને યોગ્ય યાનનું સામર્થ્ય પ્રગટ કરે છે ત્યારે તેને નિર્વિકલ્પ ધ્યાન હોય છે અને તે ધ્યાનથી ખસીને જ્યારે સવિકલ્પ દશામાં આવે છે ત્યારે તેને તે ભૂમિકાને યોગ્ય અણુવ્રતાદિનું આચરણ (-ચરણ) હોય છે, પણ અવ્રતના અશુભ ભાવો હોતા નથી.

વ્યવહારનયે જ્ઞાતા છે એટલો જ્ઞાતા-જ્ઞેયનો વ્યવહારસંબંધ જીવને સર્વે પરપદાર્થો સાથે છે અને તેથી જ આત્મા સર્વે પદાર્થોનો જ્ઞાતા છે.

૨. મોહ-રાગ-દ્વેષઃ—પરપદાર્થને ઇષ્ટ અનિષ્ટ માનવા તે મિથ્યાત્વભાવરૂપ મોહ છે, અને તેના પ્રત્યે કષાયભાવ થવો તે રાગ-દ્વેષ છે. મિથ્યાત્વરૂપ મોહના કારણે આત્મ-સાવધાનતાનો સર્વથા અભાવ થાય છે. માયા અને લોભ એ બે કષાય તથા હાસ્ય, રતિ અને ત્રણે પ્રકારના વેદ—એ બધાનું નામ રાગ છે, કારણ કે ત્યાં ઇષ્ટબુદ્ધિ થઈ અનુરાગ પ્રવર્તે છે. તથા ક્રોધ-માન એ બે કષાય અને અરતિ, શોક, ભય, જુગુપ્સા—એ બધાનું નામ દ્વેષ છે. કારણ કે ત્યાં અનિષ્ટ-બુદ્ધિ થઈ દ્વેષ પ્રવર્તે છે સામાન્યપણે એ રાગ-દ્વેષ અને મોહ—એ બધાનું નામ મોહ છે. કારણ કે એ બધા પ્રસંગે સર્વત્ર આત્માની [1]અસાવધાનતા જ હોય છે.

૩. 'વિચિત્ત ઝાણપ્પ સિદ્ધિએ':—ગાથામાં આ પદ છે તેના બે અર્થ થાય છે. (૧) એક અર્થ 'વિચિત્ર' થાય છે, જેને અનુસાર પિંડસ્થ-પદસ્થાદિ નાના પ્રકારના

---

૧. આ સંબંધનું વર્ણન મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૨, પૃ. ૪૨ થી ૪૪. અ. ૩, પૃ. ૫૪ થી ૬૧ તથા અ. ૪, પૃ. ૮૦ થી ૮૮ તથા ૯૨ થી ૯૮ સુધી છે. તે મુમુક્ષુઓએ અભ્યાસ કરવા યોગ્ય છે.

ધ્યાન એવો અર્થ નીકળે છે. (૨) બીજો અર્થ વિગત (નષ્ટ) થઈ ગયું છે ચિત્ત—અર્થાત મનના નિમિત્તે ઉત્પન્ન થતા શુભાશુભ વિકલ્પોનો સમૂહ—જેમાં, એવું નિર્વિકલ્પ ધ્યાન. એવો પણ થાય છે. અહીં બન્ને અર્થ લાગુ પડે છે.

તાત્પર્ય:—નિજ પરમાત્મસ્વરૂપની ભાવનાથી ઉત્પન્ન થતા પરમાનંદ એકલક્ષણધારક સુખામૃતરસ વડે ઉત્પન્ન તથા તેમાં લીન જે પરમ કળા છે તેમાં હે જીવો! તમે સ્થિર થાઓ કે જેથી મોહ રાગ-દ્વેષ ઉત્પન્ન ન થાય. ૪૮.

ભાવાર્થ:—ધ્યાન કરતી વખતે પરમેષ્ઠીવાચક મંત્રોનો* અથવા ગુરુઓની આજ્ઞાથી સિદ્ધચક્ર વગેરે મંત્રોનો જાપ કરવો જોઈએ. જીવ જ્યારે સ્વરૂપમાં સ્થિર ન રહી શકે ત્યારે આવું વ્યવહારધ્યાન તેને હોય છે. ૪૯.

અરહન્ત પરમેષ્ઠીનું લક્ષણ

णट्ठचदुघाइकम्मो दंसणसुहणाणवीरियमईओ ।
सुहदेहत्थो अप्पा सुद्धो अरिहो विचिंतिज्जो ॥ ५० ॥

नष्टचतुर्घातिकर्मा दर्शनसुखज्ञानवीर्यमयः ।
शुभदेहस्थः आत्मा शुद्धः अर्हन् विचिन्तनीयः ॥ ५० ॥

અન્વયાર્થ:—[ नष्टचतुर्घातिकर्मा ] જેણે ચાર પ્રકારનાં

---

* ધ્યાન કરવા યોગ્ય મંત્રો.

પાંત્રીસ અક્ષરોનો મંત્ર:—

णमो अरहंताणं, णमो सिद्धाणं, णमो आयरियाणं ।
णमो उवज्झायाणं, णमो लोए सव्वसाहूणं ॥ ( સર્વપદ )

સોળ અક્ષરોનો મંત્ર-अरहंत सिद्ध आयरिय उवज्झाय साहू ( નામપદ )

છ અક્ષરોનો મંત્ર-अरिहंत सिद्ध, अरहंत सिद्ध, अरहंत सिसा,
ॐ नमः सिद्धेभ्यः नमोऽर्हत्सिद्धेभ्यः ।

પાંચ અક્ષરનો મંત્ર:-असिआउसा ( પ્રથમ અક્ષર )

ચાર અક્ષરનો મંત્ર:-अरहंत, असिसाहू, अरिहंत.

બે અક્ષરોનો મંત્ર:- सिद्ध, અ. આ. ઓં, ह्रीं.

એક અક્ષરનો મંત્ર:- અ, ઓમ્.

ઘાતીકર્મોનો નાશ કર્યો છે, [ दर्शनसुखज्ञानवीर्यमयः ] જે અનંતદર્શન, સુખ, જ્ઞાન અને વીર્ય સહિત છે, [ शुभदेहस्थः ] સાત ધાતુ રહિત પરમ ઔદારિક શરીરમાં રહેલા છે [ शुद्धः ] ૧૮ દોષ રહિત અને શુદ્ધ જ્ઞાનાદિ સહિત છે [ अर्हन् आत्मा ] તે આત્મા અર્હંત પરમાત્મા છે અને તે [ विचिन्तनीयः ] ધ્યાન કરવા યોગ્ય છે.

ભાવાર્થઃ—જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય એ ચાર ઘાતિયા કર્મ છે તેને નષ્ટ કરવાવાળા અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ અને અનંતવીર્ય એટલે કે અનંતચતુષ્ટયને પ્રાપ્ત, નિશ્ચયથી અશરીર પણ વ્યવહારથી રક્ત માંસ વગેરે સાત ધાતુઓથી રહિત, ઉત્તમ પરમઔદારિક શરીરમાં રહેલાં અને ક્ષુધા, તૃષા, જન્મ, જરા

---

ઓમ્ કેવી રીતે બને છે —

અરહંતા અસરીરા આયરિયા તહ ઉવઝાયા મુણિણો
પઢમક્ખરણિપ્પણ્ણો ઓમકારો પંચપરમેષ્ઠી.

અર્થઃ— પાંચ પરમેષ્ઠીઓના પહેલા અક્ષરોની સંધિ કરવાથી ઓમ્ બને છે. જે નીચે બતાવેલ છેઃ-

| | | |
|---|---|---|
| અરહન્ત | અ | |
| અશરીર ( સિદ્ધ ) | અ | આ |
| આચાર્ય | આ | આ |
| ઉપાધ્યાય | ઉ | ઓ |
| મુનિ ( સર્વસાધુ ) | મ | ઓમ્ |

વગેરે *અઢાર દોષ રહિત દેવ જ અરહન્ત પરમેષ્ઠી છે. ૫૦.

સિદ્ધ પરમેષ્ઠીનું લક્ષણ

णट्ठट्ठकम्मदेहो लोयालोयस्स जाणओ दट्ठा ।
पुरिसायारो अप्पा सिद्धो झाएह लोयसिहरत्थो ॥ ५१ ॥
नष्टाष्टकर्मदेहः लोकालोकस्य ज्ञायकः द्रष्टा ।
पुरुषाकारः आत्मा सिद्धः ध्यायेत लोकशिखरस्थः ॥ ५१ ॥

અન્વયાર્થઃ— [ नष्टाष्टकर्मदेहः ] જેણે જ્ઞાનાવરણાદિ આઠ કર્મરૂપ શરીરનો નાશ કર્યો છે, [ लोकालोकस्य ] લોક અને અલોકના [ ज्ञायकः द्रष्टा ] જાણવાવાળા તથા દેખવાવાળા છે, [ पुरुषाकारः ] દેહરહિત પણ પુરુષના આકારે [ लोकशिखरस्थः ] લોકના અગ્રભાગમાં રહેલ છે તે [ आत्मा सिद्धः ] આત્મા સિદ્ધ પરમાત્મા છે, તેનું [ ध्यायेत ] ધ્યાન કરવું જોઈએ.

ભાવાર્થઃ— ચાર ઘાતિયા ( જ્ઞાનાવરણ, દર્શનાવરણ, મોહનીય અને અંતરાય ) તથા ચાર અઘાતિયા ( વેદનીય,

---

* ક્ષુધા તૃષા ભયં દ્વેષો રાગો મોહશ્ચ ચિન્તનમ્ ।
જરા રુજા ચ મૃત્યુશ્ચ ખેદઃ સ્વેદો મદોઽરતિઃ ॥
વિસ્મયો જનનં નિદ્રા વિષાદોઽષ્ટાદશ સ્મૃતાઃ ।
એતૈર્દોષૈર્વિનિર્મુક્તઃ સોઽયમાપ્તો નિરંજનઃ ॥

અર્થઃ—ભૂખ, તરસ, ભય, દ્વેષ, રાગ, મોહ, ચિંતા, ઘડપણ, રોગ, મરણ, ખેદ, પરસેવો, મદ, અરતિ, આશ્ચર્ય, જન્મ, નિદ્રા અને શોક—આ અઢાર દોષોથી રહિત આપ્તદેવ અથવા અરહન્ત કહેવાય છે.

આયુ, નામ અને ગોત્ર )–એ આઠ કર્મોનો નાશ કરવાવાળા, ત્રણલોક અને ત્રણકાળના સમસ્ત પદાર્થોને દર્પણની માફક દેખવા-જાણવાવાળા, છેલ્લા મનુષ્ય-શરીરના આકારથી કાંઈક ઓછો પુરુષાકારે આત્માના પ્રદેશોનો આકાર ધારણ કરવાવાળા અને લોકના અગ્રભાગમાં રહેવાવાળા પરમેષ્ઠી છે; એમનું સદા ધ્યાન કરવું જોઈએ.

## આચાર્ય પરમેષ્ઠીનું લક્ષણ

दंसणणाणपहाणे वीरियचारित्तवरतवायारे ।
अप्पं परं च जुंजइ सो आयरिओ मुणी झेओ ॥ ५२ ॥
दर्शनज्ञानप्रधाने वीर्यचारित्रवरतपआचारे ।
आत्मानं परं च युनक्ति सः आचार्यः मुनि ध्येयः ॥ ५२ ॥

અન્વયાર્થ:— [ दर्शनज्ञानप्रधाने ] દર્શનાચાર અને જ્ઞાનાચાર જેમનામાં મુખ્યપણે રહેલા છે એવા [ वीर्यचारित्रवरतपआचारे ] વીર્યાચાર, ચારિત્રાચાર અને તપાચારમાં-એ પાંચ આચારોમાં [ मुनिः ] જે મુનિ [ आत्मानं ] પોતાને [ च ] તેમ જ [ परं ] બીજાને [ युनक्तिः ] જોડે છે [ सः आचार्यः ] તે આચાર્ય પરમેષ્ઠી [ ध्येयः ] ધ્યાન કરવા યોગ્ય છે.

ભાવાર્થ:—જે સાધુ દર્શન, જ્ઞાન, વીર્ય, ચારિત્ર અને તપ–એ પાંચ આચારોમાં સ્વયં લીન રહે છે, એનું આચરણ કરે છે અને બીજાઓને પણ આચરણ કરાવે છે તેને આચાર્યપરમેષ્ઠી કહે છે; તેમનું સદા ધ્યાન કરવું જોઈએ.

સમ્યગ્દર્શનનું આચરણ તે દર્શનાચાર; સમ્યગ્જ્ઞાનનું આચરણ તે જ્ઞાનાચાર; વીતરાગચારિત્રભાવનું આચરણ તે ચારિત્રાચાર, તપનું આચરણ તે તપાચાર અને આ ચારે આચારોને પાળવામાં પોતાની શક્તિ છુપાવવી નહિ તે વીર્યાચાર છે. ૫૨.

### ઉપાધ્યાય પરમેષ્ઠીનું લક્ષણ

जो रयणत्तयजुत्तो णिच्चं धम्मोवदेसणे णिरदो।
सो उवज्ज्ञाओ अप्पा जदिवरवसहो णमो तस्स ॥ ५३ ॥
यः रत्नत्रययुक्तः नित्यं धर्मोपदेशने निरतः।
सः उपाध्यायः आत्मा यतिवरवृषभः नमः तस्मै ॥ ५३ ॥

અન્વયાર્થઃ— [ यः ] જે [ रत्नत्रययुक्तः ] રત્નત્રયસહિત [ नित्यं ] હંમેશાં [ धर्मोपदेशने ] ધર્મોપદેશ કરવામાં [ निरतः ] લીન રહે છે [ सः आत्मा ] તે આત્મા [ यतिवरवृषभः ] યતિઓમાં શ્રેષ્ઠ [ उपाध्यायः ] ઉપાધ્યાય છે; [ तस्मै ] તેને [ नमः ] નમસ્કાર હો.

ભાવાર્થઃ—જે સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્ર સહિત છે અને સદા ધર્મનો ઉપદેશ દેવામાં તત્પર, મુનીશ્વરોમાં પ્રધાન છે, તે ઉપાધ્યાય પરમેષ્ઠીને દ્રવ્ય તથા ભાવરૂપ નમસ્કાર હો. ૫૩.

### સાધુ પરમેષ્ઠીનું લક્ષણ

दंसणणाणसमग्गं मग्गं मोक्खस्स जो हु चारित्तं।
साधयदि णिच्चसुद्धं स हु स मुणी णमो तस्स ॥ ५४ ॥

दर्शनज्ञानसमग्रं मार्गं मोक्षस्य यः हि चारित्रम् ।
साधयति नित्यशुद्धं साधुः सः मुनिः नमः तस्मै ॥ ५४ ॥

અન્વયાર્થ:—[ यः मुनिः ] જે મુનિ [ दर्शनज्ञानसमग्रं ] દર્શન અને જ્ઞાન સહિત [ मोक्षस्य ] મોક્ષના [ मार्गं ] માર્ગરૂપ [ नित्यं ] સદા [ शुद्धं ] શુદ્ધ [ चारित्रं ] ચારિત્રને [ साधयति ] સાધે છે [ सः साधुः ] તે સાધુ પરમેષ્ઠી છે; [ नमः तस्मै ] તેને નમસ્કાર છે.

ભાવાર્થ:—જે મુનિ સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ચારિત્રને સાધે છે એટલે કે રત્નત્રયને ધારણ કરે છે તેને સાધુ પરમેષ્ઠી કહે છે. રત્નત્રય જ મોક્ષમાર્ગ છે. ૫૪.

[ આ પાંચ પરમેષ્ઠીનું સ્વરૂપ નિયમસારની ગાથા ૭૧ થી ૭૫ માં તથા મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૧ ના પૃ. ૨ થી ૭ સુધીમાં છે તે મુમુક્ષુઓએ વાંચી લેવું. પંચપરમેષ્ઠી વ્યવહારધ્યાનનો વિષય છે, તેથી તેનું ધ્યાન ભાવલિંગી મુનિનું વ્યવહારચારિત્ર છે. તેને લગતી ગાથા ૪૫ પહેલાં આવી ગઈ છે–તે અહીં પણ વાંચવી. ]

### ધ્યેય, ધ્યાતા અને ધ્યાનનું લક્ષણ

जं किंचिवि चिंतंतो णिरीहवित्ती हवे जदा साहू ।
लद्धुण य एयत्तं तदाहु तं तस्स णिच्चयं झाणं ॥ ५५ ॥

यत् किञ्चित् अपि चिन्तयन् निरीहवृत्तिः भवति यदा साधुः ।
लब्ध्वा च एकत्वं तदा आहुः तत् तस्य निश्चयं ध्यानम् ॥

અન્વયાર્થ:—[ च ] અને [ यदा ] જ્યારે [ साधुः ] સાધુ [ एकत्वं लब्ध्वा ] એકાગ્રતા પ્રાપ્ત કરીને [ यत् किञ्चित् - ]

જે કાંઈ પણ [ चिन्तयन् ] ચિંતવન કરતો થકો [ निरीहवृत्तिः ] ઇચ્છા રહિત [ भवति ] થાય છે [ तदा ] ત્યારે [ तत् ] તે કારણથી [ तस्य निश्चयं ] તેને નિશ્ચય [ ध्यानं ] ધ્યાન [ आहुः ] કહે છે.

ભાવાર્થઃ— ૧. યત્કિંચિત્ અપિ ચિંતયનઃ— નિશ્ચયધ્યાન પ્રગટ થયા પહેલાં જીવને અંતર્જલ્પરૂપ વ્યવહાર ધર્મધ્યાન હોય છે. ઉગ્ર પુરુષાર્થ વડે જીવ તેનો અભાવ કરી ઇચ્છારહિત થાય છે ત્યારે જે નિર્વિકલ્પધ્યાન પ્રગટે છે તે નિશ્ચય અર્થાત્ સાચું ધ્યાન છે. તે વડે જીવને સંવર-નિર્જરા થાય છે. કહ્યું છે કે—

ગુપ્તેન્દ્રિયમનો ધ્યાતા, ધ્યેયં વસ્તુયથાસ્થિતમ્ ।
એકાગ્રચિન્તનં ધ્યાનં, ફલં સંવરનિર્જરૌ ॥

અર્થઃ—ધ્યાતા—ઇન્દ્રિય અને મનગુપ્તિ પ્રાપ્ત કરનાર ધ્યાતા છે. વસ્તુયથાસ્થિતમ્ અર્થાત નિજ જ્ઞાયકભાવ ધ્યેય છે અને તેમાં એકાગ્રતા તે ધ્યાન છે. તેનું ફળ સંવર-નિર્જરા છે.

૨. નિશ્ચયધ્યાનનું સ્વરૂપઃ—ધ્યાનનો અભ્યાસ કરતાં કરતાં જ્યારે સમસ્ત શુભાશુભ વિકલ્પ શાંત થઈ જાય ત્યારે શુદ્ધ-બુદ્ધ-નિત્યનિરંજન નિર્વિકાર ચિદાનંદરૂપ નિજ આત્મામાં થતી એકાગ્રતા તે નિશ્ચયધ્યાન છે. ૫૫.

## પરમ ધ્યાનનું લક્ષણ

मा चिट्ठह मा जंपह मा चिंतह किं वि जेण होइ थिरो।
अप्पा अप्पम्मि रओ इणमेव परं हवे झाणं ॥ ५६ ॥

मा चेष्टत मा जल्पत मा चिन्तयत किम् अपि येन भवति स्थिरः ।
आत्मा आत्मनि रतः इदं एव परं ध્યાनं भवति ॥ ५६ ॥

અન્વયાર્થઃ—હે ભવ્ય પુરુષો! [ किम् अपि ] કાંઈ પણ [ मा चेष्टत ] ચેષ્ટા ન કરો [ मा जल्पत ] બોલો નહિ, [ मा चिन्तयत ] ચિંતવન ન કરો [ येन ] જેથી [ आत्मा ] આત્મા [ आत्मनि ] આત્માની અંદર [ रतः ] લીન થઈને [ स्थिरं ] સ્થિર [ भवति ] થાય છે. [ इदं एव ] આ જ [ परं ] ઉત્કૃષ્ટ [ ध्यानं ] ધ્યાન [ भवति ] છે.

ભાવાર્થઃ—(૧) નિશ્ચયધર્મધ્યાન, નિશ્ચયશુક્લધ્યાનઃ- આ [૧]બન્ને ધ્યાનો સ્વાત્માશ્રિત હોય છે. આત્મધ્યાન સિવાયનું બીજું બધું ઘોર સંસારનું મૂળ ધ્યાન-ધ્યેયાદિ સુતપ અર્થાત્ ધ્યાન-ધ્યેય વગેરેના વિકલ્પવાળું શુભ તપ પણ કલ્પનામાત્ર રમ્ય છે—આવું જાણીને બુદ્ધિમાન પુરુષ સહજ પરમાનંદરૂપી અમૃતના પૂરરૂપ સહજ પરમાત્માનો એકનો આશ્રય કરે છે. પોતાના આત્મામાં સ્થિરતા વડે લીન થવાથી આ પરમ ધ્યાન પ્રગટે છે. ત્યાં કોઈ પણ ચેષ્ટાનો, બોલવાનો કે ચિંતવનનો બુદ્ધિપૂર્વક વિકલ્પ હોતો નથી. એટલે કે સ્વાત્માના આશ્રયે જ આવી નિર્વિકલ્પદશા પ્રગટે છે. પૂર્વે વ્યવહારધ્યાન હતું માટે તે પ્રગટ્યું એમ નથી, પણ પોતાનો પુરુષાર્થ વધારી, તે વિકલ્પનો અભાવ કરી, આત્મા પોતાના આશ્રયે (પરથી અને વ્યવહારથી

---

૧. નિયમસાર કળશ ૧૨૩. ગાથા ૯૨-૯૩ પૃ. ૧૭૫-૧૭૮. સમયસાર ગા. ૩૦૬.

પરમ નિરપેક્ષ) શુદ્ધ ચારિત્રરૂપ પરમદશા પ્રગટ કરે છે. એમ સમજવું. આ નિશ્ચયધર્મધ્યાન અને શુક્લધ્યાન અમૃતકુંભ-સ્વરૂપ છે, વ્યવહારધર્મધ્યાન વિષકુંભ સમાન છે.

૨. "મા ચેષ્ટત, મા જલ્પત, મા ચિંતયત"નો અર્થઃ—જીવની આવી દશા થતાં શુભાશુભ ચેષ્ટારૂપ કાયનો વ્યાપાર તથા શુભાશુભરૂપ અંતરંગ-બહિરંગરૂપ વચનનો વ્યાપાર તથા જડ મનનો તેવો વ્યાપાર તે તે પુદ્ગલના ઉપાદાન કારણે થતો નથી તેથી તે રોકાઈ જાય છે એમ કહેવામાં આવે છે. જીવની ધ્યાનરૂપ પર્યાય તો ત્યાં નિમિત્ત-માત્ર છે. જીવને શુભ-અશુભ વિકલ્પોનો વ્યય થઈ જાય છે અને ધ્યાનરૂપ પર્યાયનો ઉત્પાદ થાય છે.

૩. તેનું ફળ સુખ છેઃ—[1]સહજશુદ્ધ જ્ઞાન-દર્શન-સ્વભાવી પરમાત્મતત્ત્વનાં સમ્યગ્શ્રદ્ધાન-જ્ઞાન અને અનુચરણ-રૂપ અભેદ રત્નત્રય છે, એ સ્વરૂપ પરમધ્યાનથી સર્વપ્રદેશોએ આહ્‌લાદજનક સુખાસ્વાદરૂપ પરિણતિ થાય છે તે ધ્યાન છે -અને તેનું ફળ આત્મિક સુખ છે. ૫૬.

તપ, વ્રત અને શ્રુતમાં લીન થવાને માટે પ્રેરણા

तवसुदवदवं चेदा झाणरहधुरंधरो हवे जम्हा ।
तम्हा तत्तियणिरदा तल्लद्धीए सदा होह ॥ ५७ ॥
तपःश्रुतव्रतवान् चेता ध्यानरथधुरन्धरः भवति यस्मात् ।
तस्मात् तत्त्रिकनिरताः तल्लब्ध्यै सदा भवत ॥ ५७ ॥

---

૧. બૃ. દ્રવ્યસંગ્રહ પૃ. ૨૭૪--૨૭૫. ત્યાં જીવની આ દશાનાં જુદાં જુદાં ૬૫ નામો આપ્યાં છે.

અન્વયાર્થ:—[ यस्मात् ] જેથી કરીને [ तपःश्रुतव्रतवान् ] તપ, શ્રુત અને વ્રતને ધારણ કરનાર [ चेता ] આત્મા [ ध्यान-रथधुरन्धरः ] ધ્યાનરૂપી રથની ધુરાને ધારણ કરનાર [ भवति ] થાય છે, [ तस्मात् ] તે કારણથી [ तल्लब्ध्यै ] તે પરમ ધ્યાનની પ્રાપ્તિ માટે [ सदा ] નિરંતર [ तत्त्रिकनिरताः ] તપ, શ્રુત અને વ્રત એ ત્રણમાં લીન [ भवत ] થાઓ.

ભાવાર્થ:—૧. તપ:—(૧) મોક્ષશાસ્ત્ર (તત્ત્વાર્થસૂત્ર) માં 'तपसा निर्जरा च' કહ્યું છે. અર્થાત તપથી નિર્જરા પણ થાય છે. શુભ-અશુભ ઇચ્છાઓ મટતાં ઉપયોગ શુદ્ધ થાય છે. તેથી તપ વડે નિર્જરા [1]કહી છે.

(૨) તપનો અર્થ મુનિપણું થાય છે અને તેથી તીર્થંકર દેવોના દીક્ષા કલ્યાણકને 'તપ કલ્યાણક' કહેવામાં આવે છે (૩) આત્માના શુદ્ધ સ્વરૂપમાં સ્વરૂપવિશ્રાંત[2] નિસ્તરંગ ચૈતન્યનું દૈદીપ્યમાન થવું તે તપ છે. પોતાના અખંડિત પ્રતાપરૂપ સ્વશુદ્ધાત્માના પ્રતપન વડે કામ-ક્રોધાદિ શત્રુ ઉપર વિજય પ્રાપ્ત કરવો તે તપ છે પ્રસિદ્ધ [3]શુદ્ધકારણ પરમતત્ત્વમાં સદા અંતર્મુખ રહીને-લીન રહીને પ્રતાપવંત વર્તવું તે તપ છે. આવા શુદ્ધભાવરૂપ પરિણમન તે નિશ્ચયતપ છે અને તપસંબંધી શુભવિકલ્પ તે જ્ઞાનીનો વ્યવહારતપ છે.

---

૧. મોક્ષમાર્ગ પ્રકાશક અ. ૭, પૃ. ૨૩૪.

૨. પ્રવચનસાર ગા. ૧૪, પૃ. ૧૯ ગુ. સં. ટીકા જયસેનાચાર્ય પૃ ૧૭

૩. નિયમસાર ગાથા ૧૧૮, પૃ. ૨૩૮.

૨. દ્રવ્યશ્રુતઃ—(૧) ખરેખર આગમ વિના [1]પદાર્થોનો નિશ્ચય કરી શકાતો નથી, કારણ કે, આગમ જ જેને ત્રણે કાળે ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્યરૂપ ત્રણ લક્ષણો વર્તે છે એવા સકળ પદાર્થસમૂહના યથાતથજ્ઞાન વડે સુસ્થિત અંતરંગથી ગંભીર છે. મુમુક્ષુએ ભગવાન અર્હંત સર્વજ્ઞથી સ્વયં જાણીને કહેવાયેલા શબ્દબ્રહ્મમાં કે જેનું અનેકાંતરૂપી લક્ષણ પ્રગટ છે તેમાં નિષ્ણાત થવું; કેમકે પદાર્થોના નિશ્ચય વિના ધ્યાનરૂપ એકાગ્રતા સિદ્ધ થતી નથી.

(૨) ટંકોત્કીર્ણ જ્ઞાયક એકસ્વભાવ એવો જે નિજ-પરમાત્મપદાર્થ તેમાંથી શરૂ કરીને બધા પદાર્થો સંબંધીનો નિર્ણય આગમથી થાય છે. જીવભેદ-કર્મભેદ પ્રતિપાદક આગમઅભ્યાસ ઉપરાંત આગમશબ્દોમાં સારભૂત ચિદાનંદ એક પરમતત્ત્વ છે તેનાં પ્રકાશક અધ્યાત્મ પરમાગમો વડે પદાર્થની પિછાન થઈ શકે છે, માટે આગમ-પરમાગમનો અભ્યાસ કરવો જરૂરી છે.

(૩) જેમાં [2]અનેકાન્તરૂપ સાચા જીવાદિ તત્ત્વોનું નિરૂપણ છે તથા જે સાચો રત્નત્રયરૂપ મોક્ષમાર્ગ દર્શાવે છે તે જૈનશાસ્ત્રોની ઉત્કૃષ્ટતા છે.

(૪) તીર્થંકર પરમદેવની વાણી જે પૂર્વાપર દોષરહિત

---

૧. પ્રવચનસાર ગા. ૨૩૨, પૃ. ૩૭૯ તથા શ્રી જયસેનજીની ટીકા પૃ. ૩૨૦.

૨. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૨૨૮.

તથા શુદ્ધ છે તેને [1]આગમ કહેલ છે. ભગવાન [2]અર્હંતના મુખકમળથી નીકળેલો સકળ જનતાને શ્રવણનું સૌભાગ્ય મળે એવો સુન્દર આનંદઝરતો અનક્ષરાત્મક દિવ્યધ્વનિ છે અને તે ઉપરથી ગણધરદેવોએ તથા તેને અનુસરીને આચાર્યો આદિ જ્ઞાનીઓએ જે વીતરાગી શાસ્ત્રો રચ્યાં તે આગમ છે.

(૫) જે આગમ મોક્ષમાર્ગનો [3]પ્રકાશ કરે તે જ આગમ વાંચવા–સાંભળવા યોગ્ય છે; કારણ કે જીવો સંસારમાં નાના પ્રકારનાં દુઃખોથી પીડિત છે. જો શાસ્ત્રોરૂપી દીપક વડે મોક્ષમાર્ગને પામે તો તે મોક્ષમાર્ગમાં ગમન કરી એ દુઃખોથી મુક્ત થાય. હવે મોક્ષમાર્ગ તો એક વીતરાગભાવ છે, માટે શાસ્ત્રોમાં કોઈ પ્રકારે રાગ–દ્વેષ–મોહનો નિષેધ કરી, વીતરાગભાવનું પ્રયોજન પ્રગટ કર્યું હોય તે જ શાસ્ત્રો વાંચવા–સાંભળવા યોગ્ય છે.

(૬) આ જીવનું મુખ્ય કર્તવ્ય [4]આગમજ્ઞાન છે. એ થતાં તત્ત્વોની શ્રદ્ધા થાય, તત્ત્વશ્રદ્ધા થતાં સંયમ થાય છે. આગમથી આત્મજ્ઞાનની પણ પ્રાપ્તિ થાય છે. જેથી સહજ મોક્ષની પ્રાપ્તિ થાય છે. ધર્મનાં અનેક અંગો છે તેમાં પણ એક ધ્યાન વિના આનાથી ઊંચું ધર્મનું એક

---

૧. નિયમસાર ગાથા ૮.

૨. નિયમસાર ગાથા ૧૦૮.

૩. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૧૫.

૪. મોક્ષમાર્ગ પ્રકાશક પૃ ૨૪.

પણ અંગ નથી એમ જાણી હરકોઈ પ્રકારે આગમનો અભ્યાસ કરવા યોગ્ય છે

(૭) જેણે પ્રથમ ભૂમિકામાં [1]ગમન કર્યું છે એવા જીવે સર્વજ્ઞે સ્વયં જાણીને કહેલા અને સર્વ પ્રકારે અબાધિત એવાં દ્રવ્યશ્રુતપ્રમાણને પ્રાપ્ત કરી તેમાં ક્રીડા કરવી. તેનાં સંસ્કારથી વિશેષ પ્રકારની સંવેદન (જ્ઞાન) શક્તિરૂપ સંપદા પ્રગટ કરવી. આનંદના ફુવારા પ્રગટ કરનારા પ્રત્યક્ષ-પ્રમાણ વડે અથવા તેનાથી અવિરુદ્ધ અન્ય પ્રમાણસમૂહ વડે તત્ત્વતઃ સમસ્ત વસ્તુમાત્રને જાણવી કે જેથી અતત્ત્વ અભિનિ-વેશના સંસ્કાર કરનારો મોહ ક્ષય પામે જ, માટે મોહનો ક્ષય કરવામાં પરમ શબ્દબ્રહ્મની ઉપાસનાનો ભાવજ્ઞાનના અવ-લંબન વડે દઢ કરેલા પરિણામથી સમ્યક્પ્રકારે અભ્યાસ કરવો. તે એક ઉપાય છે.

### ૩. દ્રવ્યશ્રુતના સારપદો–ભાવશ્રુતજ્ઞાન–ધ્યાનઃ—

(૧) જેમ વાંસ ઉપરનાં વિચિત્ર ચિત્રો[2] ધોઈ નાખવાથી વાંસ શુદ્ધ થાય છે; તેમ આ જીવ પણ જ્યારે ગુરુની પાસે શુદ્ધાત્મસ્વરૂપના પ્રકાશક પરમાગમને જાણે છે— 'एकोऽहं निर्ममः शुद्धो ज्ञानी योगीन्द्रगोचरः। बाह्याः संयोगजा भावा मत्तः सर्वेऽपि सर्वदा।' ઇત્યાદિ પ્રકારે જાણે છે—તથા દેહ અને આત્મા વચ્ચેના અત્યંત ભેદને જળ અને અગ્નિની માફક ભિન્ન લક્ષણ વડે લક્ષિત થવાથી જાણે છે

---

૧. પ્રવચનસાર ગા. ૮૬, પૃ. ૧૨૮.

૨. પંચાસ્તિકાય ગા. ૨૦, પૃ. ૪૪ જયસેનજી.

—ए रीते अनुमानज्ञानने जाणे छे तथा वीतराग निर्विकल्प स्वसंवेदन ज्ञानने जाणे छे, त्यारे आवां आगमज्ञान—अनुमानज्ञान—स्वसंवेदनप्रत्यक्षज्ञान द्वारा (आ जीव) शुद्ध थाय छे.

(२) एगो मे सस्सदो[1] अप्पा णाणदंसण लक्खणो ।
सेसा मे बाहिरा भावा सव्वे संजोगलक्खणा ॥

एवी एकत्वभावना वडे स्वजन—परजनादि प्रत्ये जीव निर्मोहपणुं प्राप्त करे छे.

(३) [2]वीतराग-सर्वज्ञप्रणीत शास्त्र वडे "एगो मे सस्सदो अप्पा" इत्यादि परमात्म-उपदेशक श्रुतज्ञान वडे प्रथम आत्माने जाणे छे, पछी विशिष्ट अभ्यास वडे परमसमाधि काळे रागादि विकल्परहित आत्माने अनुभवे छे.

(४) स्वपध्यानने छोडी[3]:—

ममत्तिं परिवज्जामि णिम्ममत्तिमुवट्ठिदो ।
आलंबणं च मे आदा अवसेसाइं वोसरे ॥९९॥
(नियमसार)

---

१. नियमसार गा. १०२. तेनो अर्थ:—ज्ञान-दर्शन लक्षणवाळो शाश्वत एक आत्मा मारो छे, बाकीना बधा भावो माराथी बाह्य छे.

२. प्रवचनसार गा. ८६, पृ. १०८ जयसेनजी. अहीं पण नियमसार गा. १०२ आधाररूपे छे.

३. बृहद् द्रव्यसंग्रह गा. ५७ टीका पृ. २१३.

[અર્થ:—હું મમત્વને પરિવર્જું છું અને નિર્મમત્વમાં સ્થિર રહું છું. આત્મા મારું આલંબન છે અને બાકીનું હું વોસરાવું છું—ત્યાગું છું.]

आदा खु मज्झ णाणे आदा मे दंसणे चरित्ते य ।
आदा पच्चक्खाणे आदा मे संवरे जोगे ॥१००॥

[અર્થ:—ખરેખર મારા જ્ઞાનમાં આત્મા છે, મારા દર્શનમાં તથા ચારિત્રમાં આત્મા છે, મારા પ્રત્યાખ્યાનમાં આત્મા છે, મારા સંવરમાં તથા યોગમાં (શુદ્ધોપયોગમાં) આત્મા છે.]

एगो मे सासदो अप्पा णाणदंसण लक्खणा ।
सेसा मे बाहिरा भावा सव्वे संयोग लक्खणा ॥

[અર્થ:—આગળ ફૂટનોટ નં. ૨ માં આવી ગયો છે] ઈત્યાદિ સારપદોનું ગ્રહણ કરીને ધ્યાન કર્તવ્ય છે (એમ સમજવું.) બૃ. દ્રવ્યસંગ્રહ ગાથા ૫૭. પૃ. ૨૧૩.

(૫) [આ શાસ્ત્રનું સારપદ—ગાથા ૧૩] ૧. "सव्वे सुद्धा हु सुद्धणया" સર્વે જીવો શુદ્ધનયે શુદ્ધ છે. સમયસાર ગા. ૧૦૯ થી ૧૧૨ માં આધારરૂપે શ્રી જયસેનજીએ આ પદ લીધું છે.

૨. સત્તાગ્રાહક શુદ્ધ દ્રવ્યાર્થિક નયના બળે પૂર્વોક્ત વ્યંજન પર્યાયોથી, સિદ્ધ અને સંસારી સમસ્ત જીવ સર્વથા વ્યતિરિક્ત જ છે. કેમકે "सव्वे सुद्धा हु सुद्धणया" એવું વચન હોવાથી. (નિયમસાર ગા. ૧૯ ટીકા. પૃ. ૪૬.)

(૬) શુદ્ધનયના વિષયભૂત જ્ઞાયકભાવના આશ્રયે જીવ સમ્યગ્દૃષ્ટિ થાય છે. તે સંબંધીનું સારપદ—

ववहारोऽभूयत्थो भूयत्थो देसिदो दु सुद्धणओ ।
भूयत्थमस्सिदो खलु सम्माइट्ठी हवइ जीवो ॥ ११ ॥
( શ્રી સમયસાર )

(૭) चिद्रूपः केवलः शुद्ध आनंदात्मेत्यहं स्मरे ।
मुक्त्यै सर्वज्ञोपदेशः श्लोकार्धेन निरूपितः ॥ २२ ॥

અર્થ:—હું ચિદ્રૂપ, કેવળ શુદ્ધ આનંદસ્વરૂપ છું એમ સ્મરણ કરું છું. મુક્તિ માટેનો સર્વજ્ઞનો ઉપદેશ આ અડધા શ્લોકથી નિરૂપિત છે.

(૮) વ્રત (નિશ્ચય-વ્યવહાર):—નિશ્ચયવ્રતનું સ્વરૂપ ગા. ૩૫માં તથા વ્યવહારવ્રતનું સ્વરૂપ ગા. ૪૫માં આવી ગયું છે. એટલું યાદ રાખવું કે નિશ્ચયવ્રત વિના સાચા વ્યવહારવ્રત કોઈને પણ હોઈ શકે નહિ. નિશ્ચયવ્રત વિનાનાં વ્રતને તો ભગવાન બાળવ્રત કહે છે.

(૫) પરમધ્યાનની પ્રાપ્તિનું ફળ:—તપ, શ્રુત અને વ્રતમાં લીન થવાનો ઉપદેશ પરમધ્યાનની પ્રાપ્તિ માટે છે. અર્થાત્ પુરુષાર્થ વધારી, વિકલ્પ તોડી સ્વસ્વરૂપમાં લીન થવું. તેનું ફળ—(૧) ચાર ગતિઓનું નિવારણ, (૨) શુદ્ધાત્મતત્ત્વની ઉપલબ્ધિરૂપ નિર્વાણ, (૩) પરતંત્રતાની નિવૃત્તિ અને (૪) સ્વતંત્રતાની પ્રાપ્તિ છે. ૫૭.

### ગ્રન્થકારનું અંતિમ નિવેદન

दव्वसंगहमिणं मुणिणाहा दोससंचयचुदा सुदपुण्णा ।
सोधयंतु तणुसुत्तधरेण णेमिचंदमुणिणा भणियं जं ॥ ५८ ॥
द्रव्यसंग्रहमिमं मुनिनाथाः दोषसंचयच्युताः श्रुतपूर्णाः ।
शोधयन्तु तनुसूत्रधरेण नेमिचन्द्रमुनिना भणितं यत् ॥ ५८ ॥

અન્વયાર્થ :— [ तनुसूत्रधरेण ] અલ્પજ્ઞાનના ધારક [ नेमि चन्द्रमुनिना ] નેમિચન્દ્રમુનિએ [ यत् ] જે [ इदं ] આ [ द्रव्यसंग्रहं ] દ્રવ્યસંગ્રહ નામનો ગ્રંથ [ भणितं ] કહ્યો છે, તે [ दोषसंचयच्युताः ] દોષના સમૂહથી રહિત અને [ श्रुतपूर्णाः ] શ્રુતજ્ઞાનમાં પૂર્ણ એવા [ मुनिनाथाः ] મુનિઓના સ્વામીઓ (આચાર્યો) [ शोधयन्तु ] શુદ્ધ કરો.

ભાવાર્થ:—રાગાદિ તથા સંશય આદિ દોષ રહિત *દ્રવ્યશ્રુત અને +ભાવશ્રુતના જાણકાર મુનીશ્વર, અલ્પજ્ઞાની નેમિચંદ્રમુનિ દ્વારા રચિત દ્રવ્યસંગ્રહનું સંશોધન કરે. ૫૮

---

* રાગ-દ્વેષ રહિત જીવાદિ છ દ્રવ્ય, સાત તત્ત્વ, નવ પદાર્થોનો પ્રતિપાદકવર્ણ–પદ–વાક્યરૂપ દ્રવ્ય-આગમ તે દ્રવ્યશ્રુત.

+ સંશય, વિમોહ અને વિભ્રમ રહિત શુદ્ધ આત્માનું સમ્યગ્જ્ઞાન તે ભાવશ્રુત.

# અર્થ-સંગ્રહ

અઘાતિકર્મ:—જે જ્ઞાન, દર્શન, સમ્યક્ત્વ, ચારિત્ર, વીર્ય આદિ જીવના સ્વભાવના ઘાતમાં નિમિત્ત નથી પણ અવ્યાબાધ, અગુરુલઘુ વગેરે પ્રતિજીવી ગુણોના ઘાતમાં નિમિત્ત છે તેને અઘાતિકર્મ કહે છે. તેના નામો—વેદનીય, આયુ, નામ અને ગોત્ર. (તેના નિમિત્તથી જીવને બાહ્ય સામગ્રીનો સંબંધ બને છે.)

અધિકાર:—પ્રકરણ, પરિચ્છેદ, અધ્યાય.

અચક્ષુદર્શન:—નેત્ર સિવાય બાકીની ઇન્દ્રિયો અને મનના સંબંધથી થતાં મતિજ્ઞાન પહેલાં થવાવાળા સામાન્ય પ્રતિભાસ અથવા અવલોકનને અચક્ષુદર્શન કહે છે.

અજીવ:—સુખ-દુઃખનું જ્ઞાન, હિતનો ઉદ્યમ અને અહિતનો ભય-જેને સદાય (-કદીપણ) હોતા નથી તેને શ્રમણો અજીવ કહે છે. (અજીવ દ્રવ્યના પાંચ પ્રકાર છે-પુદ્ગલ-પરમાણુઓ, ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાલાણુ) (પંચાસ્તિકાય ગા. ૧૨૫)

અણુ:—સર્વ સ્કંધોનો જે અંતિમ ભાગ તેને પરમાણુ જાણો. તે અવિભાગી, એક, શાશ્વત, મૂર્તપણે ઉપજનારો અને અશબ્દ છે. મૂર્તત્વ (-રૂપીપણું)ના કારણભૂત સ્પર્શ-રસ-ગંધ-વર્ણનો, પરમાણુથી કથનમાત્ર વડે જ ભેદ

કરવામાં આવે છે જે પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ એ ચાર ધાતુઓનું કારણ છે તે પરમાણુ જાણવો—કે જે પરિણામ ગુણવાળો છે અને સ્વયં અશબ્દ છે.

( પંચાસ્તિકાય ગા. ૭૭-૭૮. )

**અધર્મદ્રવ્યઃ**—સ્વયં ગતિપૂર્વક સ્થિતિપરિણામને પ્રાપ્ત પુદ્ગલ અને જીવોને સ્થિર રહેવામાં સહકારી કારણ અધર્મ-દ્રવ્ય છે—જેમ પથિકને છાયા.

**અનુપ્રેક્ષાઃ**—જેવો પોતાનો અને શરીરાદિનો સ્વભાવ છે તેવો ઓળખીને ભ્રમ છોડવો; શરીરાદિને ભલા જાણી રાગ ન કરવો અને બુરાં જાણી દ્વેષ ન કરવો. આવી સાચી ઉદાસીનતા અર્થે નિત્ય જ્ઞાનાનંદમય નિજાત્મ-તત્ત્વના લક્ષે અનિત્યત્વ વગેરેનું યથાર્થ ચિંતવન કરવું તેમાં જેટલી વીતરાગતા વધે છે તેટલા અંશે સંવર–નિર્જરા છે અને રાગ રહે તે બંધનું કારણ છે. આ અનુપ્રેક્ષા સમ્યગ્દૃષ્ટિને જ હોય છે.

( મોક્ષશાસ્ત્ર અ. ૯, સૂ. ૭. )

**અનુભાગબંધઃ**—જ્ઞાનાવરણાદિ દ્રવ્યકર્મોના તીવ્ર–મંદ રસ વિશેષને અનુભાગબંધ કહે છે.

**અભ્યંતરક્રિયારોધઃ**—શુદ્ધાત્મ-અનુભવના બળ વડે સ્થિરતાનુસાર શુભ-અશુભ મનના વિકલ્પરૂપ ક્રિયાના વ્યાપારનો રોધ થવો તે.

અમનસ્કઃ—મનરહિત જીવ, અસંજ્ઞી. હિતમાં પ્રવર્તવાની અથવા અહિતથી દૂર રહેવાની શિક્ષા જે ગ્રહણ કરે છે તે સંજ્ઞી છે અને હિત-અહિતની શિક્ષા, ક્રિયા, વગેરેનું જે ગ્રહણ નથી કરતા તે અસંજ્ઞી જ હોય છે. એકેન્દ્રિયથી ચાર ઇન્દ્રિયવાળા સુધીના જીવો અસંજ્ઞી જ હોય છે, પંચેન્દ્રિય તિર્યંચો સંજ્ઞી અને અસંજ્ઞી બન્ને પ્રકારના હોય છે. બાકીના મનુષ્ય, દેવ, નારકીના જીવો સંજ્ઞી જ હોય છે. (કેવળીને અમનસ્ક કહેવામાં આવે છે તે જુદો પ્રકાર છે.)

અમૂર્તિકઃ—(અરૂપી) જેમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ (રંગ) ન હોય તે

અર્હંત પરમેષ્ઠીઃ—ભાવ અને દ્રવ્યરૂપ જ્ઞાનાવરણાદિ ચાર ઘાતિ કર્મોનો નાશ કરી, અનંત જ્ઞાનાદિ ચતુષ્ટય અથવા નવ કેવળલબ્ધિને ધારણ કરવાવાળા, ક્ષુધાદિ ૧૮ દોષરહિત શ્રી જિનેન્દ્ર ભગવાન, અર્હંત પરમાત્મા, જેઓ દેહસહિત હોવાથી સકલપરમાત્મા કહેવાય છે.

અલોકાકાશઃ—જેમાં જીવાદિ પાંચ દ્રવ્યો સદાવ રહેલા છે તે લોકાકાશ છે અને જેમાં જીવાદિ પાંચ દ્રવ્યો નથી, કેવળ જે આકાશ દ્રવ્ય છે એવા આકાશના ભાગને અલોકાકાશ કહે છે. લોકાકાશના છેડથી તે સર્વ તરફ અનંતગુણા ક્ષેત્રરૂપે છે.

અવધિદર્શન:—અવધિજ્ઞાનની પહેલાં થનાર સામાન્ય પ્રતિભાસ અથવા અવલોકન.

અવિપાક નિર્જરા:—આત્માના શુદ્ધભાવ વડે સ્થિતિ પૂરી થયા પહેલાં કર્મોનું ખરવું.

અસ્તિકાય:—જેને હોવાપણું અને કાય (-બહુપ્રદેશી)પણું છે એવાં દ્રવ્ય [ તેનાં નામ—જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ. ]

આકાશ:—જીવ, પુદ્ગલાદિ બધાં દ્રવ્યોને અવકાશ આપનાર દ્રવ્ય જે અનંતપ્રદેશી અખંડ અને ક્ષેત્રે સર્વવ્યાપક એવું અજીવ (અચેતન) દ્રવ્ય છે.

આચાર્ય પરમેષ્ઠી:—જે નિશ્ચય સમ્યગ્દર્શનાદિ સહિત છે; ઉપરાંત વિરાગી બની, સમસ્ત પરિગ્રહ છોડી, શુદ્ધોપયોગરૂપ મુનિધર્મ અંગીકાર કરી અંતરંગમાં તો એ શુદ્ધોપયોગ વડે પોતે પોતાને અનુભવે છે, પરદ્રવ્યમાં અહંબુદ્ધિ ધારતા નથી, પોતાના જ્ઞાનાદિ સ્વભાવોને જ પોતાના માને છે, પરભાવોમાં મમત્વ કરતા નથી, કોઈને ઇષ્ટ-અનિષ્ટ માની તેમાં રાગદ્વેષ કરતા નથી, હિંસાદિરૂપ અશુભ ઉપયોગનું તો અસ્તિત્વ જ જેને રહ્યું નથી. એવા અંતરંગ-દશા થતાં બાહ્ય દિગંબર સૌમ્યમુદ્રાધારી થયા છે. ૨૮ મૂલગુણોને જેઓ અખંડિત પાળે છે. ૧૦ ઉત્તમક્ષમાદિ ધર્મ, ૧૨ પ્રકારના તપ, ૫ દર્શના-

ચાર, જ્ઞાનાચાર, ચારિત્રાચાર, તપાચાર અને વીર્યાચાર—એ પાંચ આચાર; ૬ આવશ્યક (-સામાયિક, ચોવીસ તીર્થંકર અથવા પંચપરમેષ્ઠીની સ્તુતિ, વંદના, પ્રતિક્રમણ, પ્રત્યાખ્યાન અને કાયોત્સર્ગ), ૩ ગુપ્તિ (મન, વચન, કાયગુપ્તિ)—એ પ્રમાણે ૩૬ ગુણ પોતે પાળે છે અને બીજા ભવ્ય જીવોને પળાવે છે એવા આચાર્ય જેઓ મુનિઓના સંઘના અધિપતિ હોય છે.

આતપઃ—સૂર્ય અને સૂર્યકાન્તમણિમાં રહેવાવાળો ખાસ ગુણ.

આયુકર્મઃ—જેના નિમિત્તે પોતાની સ્થિતિ સુધી પ્રાપ્ત થયેલ શરીરનો સંબંધ (જીવને) છૂટી શકતો નથી તે કર્મને આયુકર્મ કહેવામાં આવે છે. (આયુ ચાર પ્રકારના છે—દેવ, મનુષ્ય, તિર્યંચ (-પશુ) અને નારક.)

આસ્રવઃ—આત્માની મિથ્યાત્વ, અવ્રત, પ્રમાદ, કષાય અને યોગરૂપ મલિન અવસ્થા તે ભાવાસ્રવ અને જ્ઞાનાવરણાદિ આઠ કર્મોરૂપ થવાને યોગ્ય કાર્મણવર્ગણાનું આવવું તે દ્રવ્યાસ્રવ છે.

ઇન્દ્રિયઃ—આત્માના અસ્તિત્વને બતાવનાર અને પરોક્ષજ્ઞાનની ઉત્પત્તિમાં નિમિત્ત.

ઉત્પાદઃ—દ્રવ્યમાં નવી પર્યાયનું પ્રગટ થવું તે.

ઉદ્યોત:—ચંદ્ર, ચંદ્રકાન્તમણિ અને આગીયા (ખદ્યોત નામે પતંગીયા) વગેરેનો પ્રકાશ.

ઉપયોગ:—જ્ઞાન અને દર્શનગુણનો વ્યાપાર અથવા ચારિત્ર-અપેક્ષાએ શુભ-અશુભ અને શુદ્ધ એમ આચરણના અર્થમાં ચારિત્રગુણની ક્રિયાને ઉપયોગ કહેવાય છે.

ઉપાધ્યાય પરમેષ્ઠી:—તેઓ પણ મુનિના ૨૮ મૂળગુણ તથા નિશ્ચય સમ્યગ્દર્શનાદિ સહિત છે, બાહ્યમાં દિગંબર સૌમ્યમુદ્રાધારી થયા છે. આવા ઉપાધ્યાયના ૨૫ ગુણ, ૧૧ અંગ, ૧૪ પૂર્વને પોતે ભણે છે તથા પાસે રહેનાર મુનિઓને શાસ્ત્રનો અભ્યાસ કરાવે છે. (તે મુનિઓમાં શિક્ષક—અધ્યાપક હોય છે)

ઓમ્ (ૐ) :—તેના ઘણા અર્થો થાય છે. તેમાં (૧) ભાવરૂપ ઓમ્ 'શુદ્ધાત્મા' છે અને તેનો વાચક શબ્દ 'જિનેશ્વરની દિવ્યવાણી' છે. (૨) અરહન્ત આદિ પાંચ પરમેષ્ઠીના પ્રથમ અક્ષરોથી બનેલો શબ્દ જેનાથી પાંચ પરમેષ્ઠીનું લક્ષ થઈ શકે છે.

કર્તા:—(૧) શુદ્ધ નિશ્ચયનયે રાગાદિરહિત પોતાના શુદ્ધ પરિણામનો અર્થાત્ શુદ્ધ સ્વભાવનો કર્તા.

(૨) નિશ્ચય (અશુદ્ધ નિશ્ચય) નયે રાગાદિ અશુદ્ધ ચેતન ભાવોનો કર્તા.

(૩) વ્યવહારનયે જ્ઞાનાવરણાદિ પુદ્ગલકર્મોનો બંધ કરવાવાળો.

કષાયઃ—જેનાથી (कष् = સંસારરૂપ, દુઃખ, आय = લાભ) સંસારની વૃદ્ધિ થાય. આત્માના કલુષિત પરિણામ જેવાં કે મિથ્યાત્વ, ક્રોધ, માન, માયા, લોભ અથવા મોહ, રાગ, દ્વેષ વગેરે.

કાયઃ—ઘણા પ્રદેશોનો સમૂહ.

કાળદ્રવ્યઃ—પોતપોતાની અવસ્થારૂપે સ્વયં પરિણમતા જીવાદિ દ્રવ્યોને પરિણમનમાં નિમિત્તરૂપ જે દ્રવ્ય છે તેને કાળદ્રવ્ય કહે છે જેમકે કુંભારના ચાકને ફરવા લોઢાનો ખીલો.

કેવળદર્શનઃ—કેવળજ્ઞાનની સાથે થનાર સામાન્ય અવલોકનને કેવળદર્શન કહે છે.

કેવળજ્ઞાનઃ—ત્રણ લોક અને ત્રણ કાળવર્તી સમસ્ત પદાર્થોને એકી સાથે એક સમયમાત્રમાં સ્પષ્ટ જાણે એવું સંપૂર્ણ પ્રત્યક્ષજ્ઞાન.

કેવલિનાથઃ—કેવળજ્ઞાન આદિ અનંતચતુષ્ટયના ધારક કેવળી ભગવાન.

ગુણસ્થાનઃ—મોહ-યોગના સદ્‌ભાવ વા અસદ્‌ભાવથી આત્માના સમ્યક્‌દર્શન, જ્ઞાન, ચારિત્ર અને યોગ આદિની ધવાવાળી અવસ્થાઓને ગુણસ્થાન કહે છે.

ગુપ્તિઃ—મોહ-રાગ-દ્વેષના અભાવને લીધે અખંડ અદ્વૈ પરમચિદ્રૂપમાં સમ્યક્‌પણે અવસ્થિત રહેતાં, મ

વચન, કાયા તરફની પ્રવૃત્તિ અટકી જવી તેને ગુપ્તિ કહે છે.

ઘાતિકર્મ:—આત્માના જ્ઞાન, દર્શન, સુખ, (–સમ્યક્ત્વ-ચારિત્ર) અને વીર્યગુણના વિભાવપરિણમનમાં નિમિત્ત-રૂપ દ્રવ્યકર્મ.

ચક્ષુદર્શન:—નેત્રના સંબંધથી થતા મતિજ્ઞાનની પહેલાં થનાર સામાન્ય પ્રતિભાસ અથવા અવલોકનને ચક્ષુદર્શન કહે છે.

ચૈતન્ય:—જ્ઞાન તથા દર્શનઉપયોગ જેમાં રહેલ છે તે.

છદ્મસ્થ:—ક્ષાયોપશમિક (–મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય) જ્ઞાનધારક સંસારી જીવ.

છાયા:—તડકામાં મનુષ્યાદિનો પડછાયો અથવા દર્પણમાં મુખનું પ્રતિબિંબ.

જિન:—મિથ્યાત્વ અને રાગાદિને જીતનાર. (અસંયતસમ્યગ્-દૃષ્ટિ, શ્રાવક અને મુનિને જિન કહી શકાય છે.)

જિનવર:—જિનોમાં જે શ્રેષ્ઠ હોય તે શ્રી ગણધરદેવ પણ જિનવર કહેવાય છે.

જિનવરવૃષભ:—જિનવરોમાં પણ જે શ્રેષ્ઠ હોય છે તે. દરેક તીર્થંકર ભગવાન 'જિનવરવૃષભ' (ભાવ અપેક્ષાએ) કહેવાય છે.

જીવ:—જેમાં ચેતના એટલે જ્ઞાન-દર્શન પ્રાપ્ત હોય તે.

જીવસમાસ:—જે ૧૪ ધર્મ દ્વારા અનેક પ્રકારના જીવના ભેદ જાણી શકાય તે. (ગાથા ૧૨)

તપ:—શુભાશુભ ઇચ્છાઓને રોકવી અર્થાત્ શુદ્ધ ચૈતન્ય-સ્વરૂપમાં વિશ્રાંતિ, શુદ્ધરત્નત્રયરૂપ મુનિપણું.

તમ:—પ્રકાશથી વિરુદ્ધ = અંધારું, અંધકાર.

ત્રસ:—ત્રસનામકર્મના ઉદયથી બે ઇન્દ્રિયથી પંચેન્દ્રિય અવસ્થાને પ્રાપ્ત જીવ.

દર્શન:—સામાન્યરૂપથી નિરાકાર પ્રતિભાસ (–અવલોકન) દર્શનચેતના.

દિશા:—પૂર્વ વગેરે દિશાઓ.

દુરભિનિવેશ:—સંશય, વિપર્યય અને અનધ્યવસાય (–અનિર્ધાર.)

દ્રવ્ય:—જે ગુણ-પર્યાયસહિત અને સતસ્વરૂપ હોય તે.

દ્રવ્યબંધ:—કર્મ અને આત્માના પ્રદેશોનો એકક્ષેત્રમાં જે સંબંધ વિશેષ.

દ્રવ્યનાશ:—જ્ઞાનાવરણીય આદિ બધા કર્મો અને શરીરનો સંબંધ આત્માથી છૂટી જવો.

દ્રવ્યસંવર:—દ્રવ્ય-આસ્રવોનું રોકાવું.

દ્રવ્યાસ્રવ:—આઠ કર્મોને યોગ્ય પુદ્ગલોનું આવવું તે.

**ધર્મ:**—જે સંસારના દુઃખોથી છોડાવી મોક્ષરૂપી ઉત્તમ સુખની પ્રાપ્તિ કરાવે તે, સમ્યક્રત્નત્રય (શુદ્ધ દર્શન-જ્ઞાન-ચારિત્ર), ઉત્તમક્ષમાદિ વીતરાગભાવ.

**ધર્મદ્રવ્ય:**—સ્વયં ગતિરૂપ પરિણત જીવ અને પુદ્ગલોને ગમન કરતી વખતે જે દ્રવ્ય નિમિત્ત છે તે. જેમ માછલીને પાણી.

**ધ્યાન:**—સમ્યક્જ્ઞાન દ્વારા પોતાના આત્માને આત્મામાં એકાગ્ર કરવો.

**ધ્રૌવ્ય:**—પ્રત્યભિજ્ઞાનના કારણરૂપ દ્રવ્યની નિત્યતાને ધ્રૌવ્ય કહે છે.

**નય:**—શ્રુતજ્ઞાનપ્રમાણનો અંશ, જ્ઞાતાનો અભિપ્રાય.

**નિર્જરા:**—બંધનો એકદેશ અભાવ.

**નિશ્ચયનય:**—ભેદ, પરાશ્રયને ગૌણ કરી પદાર્થને યથાર્થ જાણનાર શ્રુતજ્ઞાનનો અંશ તે નિશ્ચયનય છે.

**નિશ્ચયચારિત્ર:**—નિશ્ચય સમ્યગ્દર્શનપૂર્વક સ્વરૂપમાં ચરવું તે, નિજસ્વભાવમાં પ્રવર્તવું-શુદ્ધ ચૈતન્યનું પ્રકાશવું એવો તેનો અર્થ છે. મોહ-ક્ષોભરહિત પરિણામ સામ્ય, ધર્મ અને ચારિત્ર (-વીતરાગભાવ) એ બધા એકાર્થવાચક છે. (પ્રવચનસાર ગાથા ૭ ટીકા).

**પરમધ્યાન:**—મન, વચન, કાયા-સન્મુખ રોકાયેલા જીવના પરિણામને અંતર્મુખ કરી નિજસ્વરૂપમાં સ્થિર થવું તે.

પરમેષ્ઠી:—પરમ (ઉત્કૃષ્ટ) પદમાં રહેવાવાળા અર્હંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુદશાને પ્રાપ્ત આત્મા.

[ નોંધ:-અર્હંત અને સિદ્ધ પરમાત્મપણું તે આત્માની પૂર્ણદશા, સાધ્યદશા અને મોક્ષતત્ત્વ છે, તથા આચાર્ય, ઉપાધ્યાય અને સાધુપરમેષ્ઠી તે આત્માની અપૂર્ણ નિર્મળ-દશા, સાધકદશા (મોક્ષમાર્ગ—શુદ્ધ રત્નત્રયરૂપ મુનિપદ) અને સંવર-નિર્જરાતત્ત્વ છે. એ પાંચે પરમપદ આત્મામાંથી આત્માવડે આત્માના આધારે પ્રાપ્ત થાય છે. ]

પરીષહ:—કર્મોના ક્ષય અર્થે, શુદ્ધરત્નત્રયરૂપ મોક્ષમાર્ગમાંથી ન ડગવા માટે, સ્વરૂપમાં સ્થિર થઈ (બાહ્ય અનુકૂળ કે પ્રતિકૂળ સંયોગોની ઉપેક્ષા વડે) રાગ-દ્વેષ ઉત્પન્ન થવા ન દેવા અર્થાત્ સમ્યક્પ્રકારે સ્વરૂપમાં જ્ઞાતાદૃષ્ટા-પણે સાવધાન રહેવું તેનું નામ પરીષહ અથવા પરીષહજય છે

પરોક્ષ જ્ઞાન:—પાંચ ઇન્દ્રિયો અને મન જેમાં નિમિત્ત છે. એવું જ્ઞાન. મતિ અને શ્રુત એ બે પરોક્ષ જ્ઞાન છે.

પ્રત્યક્ષજ્ઞાન:—ઇન્દ્રિયો અને મનના આલંબન વિના આત્મા પોતાના સ્પષ્ટ જ્ઞાનથી એકદેશ અથવા સંપૂર્ણપણે પ્રત્યક્ષ જાણે તે. તેના ત્રણ ભેદ છે—અવધિ, મનઃપર્યય, અને કેવળજ્ઞાન

પરમાણુ:—અતિસૂક્ષ્મ અણુ જેના ભાગ ન થઈ શકે તે

પર્યાપ્તિઃ—(૧) પૂર્ણતા (૨) પુદ્ગલપરમાણુઓને આહાર, શરીર, ઇન્દ્રિય, શ્વાસોચ્છ્વાસ, ભાષા અને મનરૂપે થવામાં નિમિત્તરૂપ જીવની શક્તિની પૂર્ણતા.

પાપઃ—જીવના અશુભભાવ (-ભાવપાપ) અને અશુભભાવોથી બંધાયેલું કર્મ તે દ્રવ્યપાપ છે.

પુદ્ગલદ્રવ્યઃ—જે દ્રવ્યમાં સ્પર્શ, રસ, ગંધ અને વર્ણ હોય તે પુદ્ગલદ્રવ્ય છે.

પ્રકૃતિબંધઃ— જ્ઞાનાવરણીય આદિરૂપ પુદ્ગલકર્મોનો સ્વભાવ તે

પ્રદેશબંધઃ—બંધાયેલાં કર્મપરમાણુઓનું આત્માના પ્રદેશો સાથે વિશિષ્ટપણે એકક્ષેત્રાવગાહ સંબંધપણે રહેવું અથવા તે કર્મોના પરમાણુઓની સંખ્યાને પ્રદેશબંધ કહે છે.

પ્રમાદઃ—આત્મસ્વરૂપની અસાવધાની અથવા પરવસ્તુ તરફ ઉત્સાહ, શુભ-અશુભભાવમાં વર્તવું તે પણ પ્રમાદ છે.

બંધઃ—આત્મા અને કર્મોના પ્રદેશોનું પરસ્પર એકક્ષેત્રાવગાહરૂપે સંબંધવિશેષપણે રહેવું તે.

બાહ્યક્રિયાઃ—શુભ અને અશુભ વચન અને કાયાની ક્રિયા.

ભાવઆસ્રવઃ—આત્માના જે ભાવથી (મિથ્યાત્વ, અવિરતિ,

પ્રમાદ, કષાય અને યોગરૂપ અશુદ્ધ પરિણામથી ) દ્રવ્યકર્મોનું આવવું થાય તે.

ભાવનિર્જરા:—આત્માના જે શુદ્ધ પરિણામોથી કર્મોની નિર્જરા થાય તે.

ભાવબંધ:—આત્માના રાગ-દ્વેષ-મોહભાવરૂપ વિભાવપરિણામોની સ્નિગ્ધતાથી આત્મપ્રદેશો સાથે દ્રવ્યકર્મોનો સંબંધ-વિશેષ થાય તે સ્નિગ્ધ પરિણામને ભાવબંધ કહેવામાં આવે છે.

ભાવસંવર:—આત્માના શુદ્ધપરિણામ કે જેથી દ્રવ્યકર્મોનું આવવું થતું નથી.

ભાવમોક્ષ:—દ્રવ્યકર્મ મોક્ષના હેતુભૂત પરમ સંવરરૂપ ભાવ તે ભાવમોક્ષ છે. (તેરમા, ચૌદમા ગુણસ્થાનની દશાને ભાવમોક્ષ કહે છે. )

ભોક્તા:—( ૧ ) નિશ્ચયનયે જીવ પોતાના સહજ સ્વભાવરૂપ શુદ્ધભાવનો ભોક્તા.

( ૨ ) અશુદ્ધ નિશ્ચયનયે અઘાતિકર્મોના ઉદયથી જે કંઈ સંયોગો આવી મળતાં જીવ સુખ કે દુ:ખની લાગણીને વેદે છે તે જીવ અશુદ્ધ-ભાવનો ભોક્તા છે.

મતિજ્ઞાન:—( ૧ ) પરાશ્રયની બુદ્ધિ છોડીને—દર્શનઉપયોગ પૂર્વક સ્વસન્મુખતાથી પ્રગટ થવાવાળા નિજ-આત્માના જ્ઞાનને મતિજ્ઞાન કહે છે.

(૨) ઇન્દ્રિય અને મન જેમાં નિમિત્તમાત્ર છે એવા જ્ઞાનને મતિજ્ઞાન કહે છે.

મનઃપર્યયજ્ઞાનઃ—દ્રવ્ય, ક્ષેત્ર, કાળ અને ભાવની મર્યાદાથી બીજાના મનમાં રહેલ રૂપી પદાર્થોનું સ્પષ્ટ જાણવું તે.

મિથ્યાત્વઃ—તત્ત્વોની વિપરીત શ્રદ્ધા કરવી, સ્વ-પરના એકપણાનો અભિપ્રાય, રાગથી ભલું થવું માનવું.

માર્ગણાઃ—ગતિ આદિ ૧૪ પ્રકારના ધર્મદ્વારા અનેક પ્રકારના જીવના ભેદ જાણી શકાય તે, અથવા જે વડે જીવસમૂહને શોધવાં તે.

મંત્રઃ—પંચપરમેષ્ઠીવાચક નમસ્કારમંત્ર અથવા ધ્યાન કરવા માટે તે પ્રકારના ૐ હ્રીં વગેરે વચન.

રત્નત્રયઃ—સમ્યક્દર્શન, સમ્યક્જ્ઞાન અને સમ્યક્ચારિત્ર, મોક્ષમાર્ગ.

લોકાકાશઃ—આકાશના જે ભાગમાં જીવાદિ દ્રવ્યો રહેલાં છે તે.

વિકલત્રયઃ—બેઇન્દ્રિય, ત્રીન્દ્રિય અને ચતુરિન્દ્રિય જીવ.

વિદિશાઃ—ઈશાન, નૈઋત્ય, વાયવ્ય અને અગ્નિ ખૂણા.

વિભ્રમઃ—(વિપર્યય, વિપરીત) વસ્તુના સ્વરૂપને ઉલટું સમજવું.

વિમોહઃ—(અનધ્યવસાય, અનિર્ધાર) વસ્તુના સ્વરૂપનો કાંઈ પણ નિશ્ચય ન કરવો તે.

વ્યય:—દ્રવ્યના પૂર્વ પર્યાયના ત્યાગને વ્યય કહે છે. [ દરેક દ્રવ્યમાં નિરંતર દરેક સમયે નવીન પર્યાય (અવસ્થા)ની ઉત્પત્તિપૂર્વક પૂર્વપર્યાયનો (અપ્રગટ થવારૂપ) વ્યય થયા જ કરે છે. ]

વ્યવહારકાળ:—સમય, ઘડી, કલાક, મિનિટ વગેરે.

વ્યવહારનય:—જે ગુણ-ગુણીભેદ, પરાશ્રય અથવા સંયોગના લક્ષે કારણ-કાર્યાદિના ભેદ બતાવે તે શ્રુતજ્ઞાનનો અંશ.

વ્યવહારમોક્ષમાર્ગ:—નિશ્ચય મોક્ષમાર્ગી જીવને સ્વરૂપમાં એકાગ્ર ન રહી શકે ત્યારે શ્રી વીતરાગ સર્વજ્ઞદેવ-કથિત છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ, નવ પદાર્થનું ભેદરૂપ શ્રદ્ધાન, જ્ઞાન અને વ્રતાદિરૂપ આચરણ એ વ્યવહારમોક્ષમાર્ગ છે. (જે અસદ્ભૂત ઉપચરિત વ્યવહારનયનો વિષય છે )

શબ્દ:—શ્રોત્રેન્દ્રિયનો વિષય

શ્રુતજ્ઞાન:—મતિજ્ઞાનથી જાણેલા પદાર્થના સંબંધથી અન્ય પદાર્થને જાણવાવાળા જ્ઞાનને શ્રુતજ્ઞાન કહે છે તથા આત્માની શુદ્ધ અનુભૂતિરૂપ શ્રુતજ્ઞાનને ભાવશ્રુતજ્ઞાન કહે છે

સમનસ્ક:—સંજ્ઞી—મનસહિત જીવ, હિતમાં પ્રવર્તવાની અહિતથી દૂર રહેવાની શિક્ષા, ક્રિયા, ઉપદેશ વગેરેનું જે ગ્રહણ કરે છે તે.

દયાનું ઉપકરણ પીંછી, શૌચનું ઉપકરણ કમંડલ અને જ્ઞાનનું ઉપકરણ સુશાસ્ત્ર હોય છે. તેઓ શાસ્ત્રકથિત ૪૬ દોષ, ૩૨ અંતરાય, ૧૪ મલદોષથી બચાવીને શુદ્ધ આહાર લે છે અને તે જ મોક્ષમાર્ગના સાધક સાચા સાધુ છે અને તે જ ગુરુ કહેવાય છે. શ્રી અર્હંત અને સિદ્ધભગવાન દેવ અને આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ તે ગુરુ છે. ]

સિદ્ધપરમેષ્ઠી:— જ્ઞાનાવરણાદિ આઠ કર્મોનો નાશ કરી સિદ્ધાલયમાં (-લોકાગ્રે) સ્થિત, સમ્યક્ત્વાદિ ગુણોના ધારક, શુદ્ધ ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય સહિત છે અને પુનરાગમનરહિત છે.

સૂક્ષ્મ સ્કંધ:—જે બીજાથી બાધા પામે નહિ અને બીજાને બાધા આપે નહિ, બીજાથી રોકાય નહિ અને બીજાને રોકે નહિ.

સૂક્ષ્મ એકેન્દ્રિય:—સૂક્ષ્મ નામે નામકર્મના ઉદયથી પ્રાપ્ત સૂક્ષ્મશરીરી જીવ જેને માત્ર એક સ્પર્શન ઇન્દ્રિય હોય છે.

સંસ્થાન:—ત્રિકોણ, ચતુર્કોણ વગેરે આકાર.

સંશય:—નિશ્ચયરહિત અનેક વિકલ્પોને ગ્રહણ કરવાવાળું કુજ્ઞાન.

સંસારી:—મનુષ્ય, દેવ, તિર્યંચ (-પશુ) અને નારક એ ચાર ગતિવાળા જીવ.

સ્થાવરઃ—પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિકાયિક જીવને સ્થાવર અથવા એકેન્દ્રિય કહે છે. સ્થાવર નામકર્મના ઉદયના કારણે તેમને સ્થાવર કહેવામાં આવે છે.

સ્વદેહપરિમાણઃ—સમુદ્ઘાત અવસ્થાને છોડીને નામકર્મના ઉદયથી પ્રાપ્ત થયેલા પોતાના નાના-મોટા શરીર પ્રમાણે રહેવું તે.

સ્થૂળઃ—તલ, બોર વગેરે એકબીજાથી નાનું મોટું છે તે અપેક્ષિત સ્થૂળ છે અને જે સંયોગમાત્રપણે બીજાથી બાધા પામે, રોકાય અને બીજાને બાધા કરે, રોકે તે ખરેખર સ્થૂળ છે અને તેનાથી વિપરીત તે ખરેખર સૂક્ષ્મ છે.

શાસ્ત્રઃ—જેમાં અનેકાન્તરૂપ સાચા જીવાદિ તત્ત્વોનું નિરૂપણ છે તથા જે સાચો રત્નત્રયરૂપ મોક્ષમાર્ગ દેખાડે છે તે જૈનશાસ્ત્રો છે.

(મોક્ષમાર્ગ પ્રકાશક પૃ. ૨૨૮.)



# ભેદ-સંગ્રહ

અજીવઃ—૫. પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ, કાળ.

અધિકારઃ—૯. જીવત્વ, ઉપયોગમય, અમૂર્તિ, કર્તા, સ્વદેહપરિમાણ, ભોક્તા, સંસારસ્થ, સિદ્ધ, વિસ્રસા-ઊર્ધ્વગમન

અનુપ્રેક્ષાઃ—૧૨. અનિત્ય, અશરણ, સંસાર, એકત્વ, અન્યત્વ, અશુચિ, આસ્રવ, સંવર, નિર્જરા, લોક, બોધિદુર્લભ, ધર્મ.

અનન્તચતુષ્ટયઃ—૪. અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતસુખ, અનંતવીર્ય.

અષ્ટગુણઃ—૮. સમ્યક્ત્વ, કેવળજ્ઞાન, કેવળદર્શન, અનંતવીર્ય, સૂક્ષ્મત્વ, અવગાહનત્વ, અગુરુલઘુત્વ, અવ્યાબાધત્વ.

અસ્તિકાયઃ—૫ જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ.

આસ્રવઃ—૨. દ્રવ્ય, ભાવ.

આસ્રવઃ—૩૨. મિથ્યાત્વ ૫, અવિરતિ ૫, પ્રમાદ ૧૫, યોગ ૩, કષાય ૪.

આચારઃ—૫. દર્શન, જ્ઞાન, વીર્ય, ચારિત્ર, તપ.

ઈન્દ્રઃ—૧૦૦. ભવનવાસી ૪૦, વ્યન્તર ૩૨, કલ્પવાસી

૨૪, જ્યોતિષી ૨ (સૂર્ય, ચન્દ્રમા), ચક્રવર્તી ૧, સિદ્ધ ૧.

ઇન્દ્રિયો:—૫. સ્પર્શન, રસના, ઘ્રાણ, ચક્ષુ, કર્ણ (શ્રોત્ર).

ઉપયોગ:—૨. જ્ઞાન, દર્શન.

ઉપયોગ:—૧૨. જ્ઞાન ૮, દર્શન ૪.

એકેન્દ્રિય:—૨. સૂક્ષ્મ, બાદર (સ્થૂલ).

એકેન્દ્રિય:—૫. પૃથ્વી, જલ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ-કાયિક. તેને સ્થાવર કહેવાય છે.

કર્મ:—૨. પુણ્ય, પાપ.

કર્મ:—૨. ઘાતિયા, અઘાતિયા.

કર્મ:—૮. જ્ઞાનાવરણ, દર્શનાવરણ, વેદનીય, મોહનીય, આયુ, નામ, ગોત્ર, અંતરાય.

કાળ:—૨. નિશ્ચય, વ્યવહાર.

ક્રિયા:—૨. અન્તરંગ, બાહ્ય.

ગન્ધ:—૨. સુગંધ, દુર્ગંધ.

ગુણસ્થાન:—૧૪. મિથ્યાત્વ, સાસાદન, મિશ્ર, અવિરત સમ્યક્ત્વ, દેશસંયત, પ્રમત્ત, અપ્રમત્ત, અધઃકરણ, અપૂર્વકરણ, અનિવૃત્તિકરણ, ઉપશાંતમોહ, ક્ષીણમોહ, સયોગી કેવલી, અયોગી કેવલી.

ગુપ્તિ:—૩. મન, વચન, કાય.

માર્ગણાઃ—૧૪. ગતિ, ઇન્દ્રિય, કાય, યોગ, વેદ, કષાય, જ્ઞાન, સંયમ, દર્શન, લેશ્યા, ભવ્યત્વ, સમ્યક્ત્વ, સંજ્ઞીત્વ અને આહારત્વ.

મિથ્યાત્વઃ—૫. વિપરીત, એકાન્ત, વિનય, સંશય, અજ્ઞાન.

મુનિચારિત્રઃ—૧૩. વ્રત ૫, સમિતિ ૫, ગુપ્તિ ૩.

મોક્ષઃ—દ્રવ્ય, ભાવ.

મોક્ષમાર્ગઃ—૨. વ્યવહાર, નિશ્ચય. (નિરૂપણ અપેક્ષાથી).

યોગઃ—૩. મન, વચન, કાયના અવલંબનથી આત્મપ્રદેશોમાં યોગગુણની અશુદ્ધ પર્યાય તેનું ચંચળતારૂપ કંપન અને કર્મગ્રહણમાં નિમિત્તરૂપ વિકારને યોગ કહે છે. સામાન્યપણે તે યોગ એક પ્રકારે છે પણ નિમિત્તના અવલંબન અપેક્ષાથી-મન, વચન, કાયાના સંબંધથી ત્રણ અથવા ૧૫ ભેદ છે.

રત્નત્રયઃ—૩. સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન, સમ્યક્ચારિત્ર મોક્ષમાર્ગ.

વ્રતઃ—૫. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ.

વિકલત્રયઃ—૩. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિય જીવ.

સંવરઃ—૨. દ્રવ્ય, ભાવ.

સંવરઃ—૭. વ્રત, સમિતિ, ગુપ્તિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરિષહજય અને ચારિત્ર.

સંવરઃ—૬૨. ૫, ૫, ૩, ૧૦, ૧૨. પરિષહજય, ચારિત્ર. ૨૨, ૫.

સમુદ્‌ઘાતઃ—૭. વેદના, કષાય, વિક્રિયા, મારણાન્તિક, તૈજસ, આહાર, કેવલ.

સમિતિ:—૫. ઈર્યા, ભાષા, એષણા, આદાનનિક્ષેપણ, વ્યુત્સર્ગ.

જ્ઞાનોપયોગઃ—૨. જ્ઞાન, અજ્ઞાન.

જ્ઞાનોપયોગઃ—૮. મતિ, શ્રુત, અવધિ, મનઃપર્યય, કેવલ, અને કુમતિ, કુશ્રુત, કુઅવધિ ( વિભંગ ).

# લઘુ દ્રવ્ય-સંગ્રહ

छद्दव्व पंचअत्थी सत्त वि तच्चाणि णव पयत्था य।
भंगुप्पाय-धुवत्ता णिद्दिट्ठा जेण सो जिणो जयउ ॥१॥

અર્થ:—જેમણે છ દ્રવ્ય, પાંચ અસ્તિકાય, સાત તત્ત્વ, નવ પદાર્થ તથા ઉત્પાદ-વ્યય-ધ્રૌવ્ય, નિર્દેશ (વર્ણન) કરેલ છે, તે શ્રી જિનેન્દ્રદેવ જયવંત રહો. ૧.

जीवो पुग्गल धम्माऽधम्मागासो तहेव कालो य।
दव्वाणि कालरहिया पदेस बाहुल्लदो अत्थिकाया य ॥२॥

અર્થ:—જીવ, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ અને કાળ—દ્રવ્ય છે, કાળ સિવાયનાં તે પાંચ દ્રવ્ય, બહુપ્રદેશી હોવાથી અસ્તિકાય છે. ૨.

जीवाजीवासवबंध संवरो णिज्जरा तहा मोक्खो।
तच्चाणि सत्त एदे सपुण्ण-पावा पयत्था य ॥३॥

અર્થ:—જીવ, અજીવ, આસ્રવ, બંધ, સંવર, નિર્જરા તથા મોક્ષ—સાત તત્ત્વ છે; એ (સાત તત્ત્વ) પુણ્ય-પાપ સહિત નવ પદાર્થ છે. ૩.

जीवो होइ अमुत्तो सदेहमित्तो सचेयणा कत्ता।
भोत्ता सो पुण दुविहो सिद्धो संसारिओ णाणा ॥४॥

અર્થ:—જીવ, (દ્રવ્ય) અમૂર્તિક, સ્વદેહ-પ્રમાણ, ચેતના સહિત, કર્તા અને ભોક્તા છે, તે જીવ બે પ્રકારના છે,

સિદ્ધ અને સંસારી; (સંસારી જીવ) અનેક પ્રકારના છે. ૪.
(આ ગાથા પૃ. દ્રવ્ય સંગ્રહ ગા. ૨ સાથે મળતી છે.)

*अरसमरूवमगंधं अव्वत्तं चेदणागुणमसद्दं ।
जाण अलिंगग्गहणं जीवमणिद्दिट्ठ-संठाणं ॥ ५ ॥

અર્થ:—જે અરસ, અરૂપ, અગંધ તથા અવ્યક્ત છે, અશબ્દ છે, અનિર્દિષ્ટ સંસ્થાન છે (-જેને કોઈ સંસ્થાન કહ્યું નથી એવો છે), ચેતના ગુણવાળો છે અને ઇન્દ્રિયો (-લિંગ) વડે અગ્રાહ્ય છે, તે જીવ જાણો. ૫.

वण्ण-रस-गंध-फासा विज्जंते जस्स जिणवरुद्दिट्ठा ।
मुत्तो पुग्गलकाओ पुढवी पहुदी हु सो सोढा ॥ ६ ॥

અર્થ:—જેને વર્ણ, રસ, ગંધ તથા સ્પર્શ વિદ્યમાન છે, તે મૂર્તિક પુદ્ગલ-કાય, પૃથ્વી આદિ ૭ પ્રકારના શ્રી જિનેન્દ્રદેવ દ્વારા કહેવામાં આવેલ છે. ૬.

पुढवी जलं च छाया चउरिंदियविसय कम्म परमाणू ।
छव्विह भेयं भणियं पुग्गलदव्वं जिणिंदेहिं ॥ ७ ॥

અર્થ:—પૃથ્વી, જળ અને છાયા, (નેત્રેન્દ્રિય વિના બાકીના) ચાર ઇન્દ્રિયના વિષય (વાયુ, શબ્દાદિ)-કર્મવર્ગણા અને પરમાણુ, એવા પુદ્ગલ દ્રવ્યના ૭ પ્રકાર શ્રી જિનેન્દ્રદેવે કહ્યા છે. ૭.

[1]गई परिणयाण धम्मो पुग्गलजीवाण गमण-सहयारी ।
तोयं जह मच्छाणं अच्छंता णेव सो णेई ॥ ८ ॥

અર્થ:—ગમનથી પરિણત પુદ્‌ગલ અને જીવોને ગમનમાં સહકારી ધર્મ-દ્રવ્ય છે, જેમ માછલીઓને (ગમનમાં) જલ છે તેમ. (પણ) ગમન નહીં કરનારાને (-સ્થિર રહેતાં પુદ્‌ગલ તથા જીવોને) તે (ધર્મદ્રવ્ય) ગમન કરાવતું નથી. ૮.

[2]ठाणजुयाण अधम्मो पुग्गलजीवाण ठाण-सहयारी ।
छाया जह पहियाणं गच्छंता णेव सो धरई ॥ ९ ॥

અર્થ:—(ગતિપૂર્વક) સ્થિત રહેલાં પુદ્‌ગલ અને જીવોને સ્થિર રહેવામાં સહકારી અધર્મ-દ્રવ્ય છે, જેમ છાયા મુસાફરને સ્થિર રહેવામાં છે તેમ (પણ) ગમન કરનારાને (જીવ-પુદ્‌ગલોને) તે (અધર્મ-દ્રવ્ય) સ્થિર કરે છે એમ નથી. ૯.

[3]अवगासदाणजोग्गं जीवादीणं वियाण आयासं ।
जेण्हं लोगागासं अलोगागासमिदि दुविहं ॥ १० ॥

અર્થ:—જે જીવાદિ દ્રવ્યોને અવકાશ દેવામાં યોગ્ય છે, તેને શ્રી જિનેન્દ્રદેવ દ્વારા કહેવામાં આવેલ આકાશ દ્રવ્ય જાણો, તેના બે ભેદ—લોકાકાશ અને અલોકાકાશ છે. ૧૦.

---

૧. બૃ. દ્ર. સં. ગા. ૧૭.
૨. બૃ. દ્ર. સં. ગા. ૧૮.
૩. બૃ. દ્ર. સં. ગા. ૧૯.

[1]दव्व परियट्टजादो जो सो कालो हवेइ ववहारो ।
लोगागासपएसो एक्केक्काणु य परमट्ठो ॥११॥

અર્થ:—જે દ્રવ્યોના પરિવર્તનથી ઉત્પન્ન થવાવાળા છે તે વ્યવહારકાલ છે; લોકાકાશમાં પ્રદેશરૂપથી સ્થિત એક એક કાલાણુ પરમાર્થ (–નિશ્ચય) કાલ છે. ૧૧.

[2]लोयायासपदेसे एक्केक्के जे ट्ठिया हु एक्केक्का ।
रयणाणं रासीमिव ते कालाणू असंखदव्वाणि ॥१२॥

અર્થ:—જે લોકાકાશના એક એક પ્રદેશે, રત્નોની રાશિની જેમ, (પરસ્પર ભિન્ન-ભિન્ન) એક એક રહેલાં છે તે કાલાણુ પરમાર્થ (–નિશ્ચય) કાલ છે. ૧૧.

[3]संखातीदा जीवे धम्माऽधम्मे अणंत आयासे ।
संखादासंखादा मुत्ति पदेसाउ संति णो काले ॥१३॥

અર્થ:—એક જીવના, ધર્મ તથા અધર્મદ્રવ્યના અસંખ્યાત (પ્રદેશ) છે, આકાશના અનંત (પ્રદેશ) છે, પુદ્ગલના સંખ્યાત, અસંખ્યાત અને અનંત પ્રદેશ છે, કાલમાં (પ્રદેશ) નથી. (અર્થાત કાલાણુ દ્રવ્યો દરેક એક પ્રદેશી જ છે, તેમાં શક્તિ અથવા વ્યક્તિની અપેક્ષાએ બહુપ્રદેશીપણું નથી.) ૧૩.

[1]जावदियं आयासं अविभागीपुग्गलाणुवट्ठद्धं ।
तं खु पदेसं जाणे सव्वाणुट्ठाणदाणरिहं ॥ १४ ॥

અર્થ:—અવિભાગી પુદ્ગલાણુથી આકાશનો (નાનામાં નાનો) જેટલો ભાગ રોકાય છે, તેને પ્રદેશ જાણો; (તે પ્રદેશ) સર્વ (પુદ્ગલ) પરમાણુઓને સ્થાન દેવામાં સમર્થ છે. ૧૪.

जीवो णाणी पुग्गल-धम्माऽधम्मायासा तहेव कालो य ।
अजीवा जिणभणिओ ण हु मण्णइ जो हु सो मिच्छो ॥ १५ ॥

અર્થ:—જીવ જ્ઞાનવાળા છે, પુદ્ગલ, ધર્મ, અધર્મ, આકાશ તથા કાલ અજીવ છે.—એમ શ્રી જિનેન્દ્રદેવે વર્ણન કર્યું છે; એમ જે નથી માનતા તે મિથ્યાદૃષ્ટિ છે. ૧૫.

मिच्छत्तं हिंसाई कसाय-जोगा य आसवो बंधो ।
सकसाई जं जीवो परिगिण्हइ पोग्गलं विविहं ॥ १६ ॥

અર્થ:—મિથ્યાત્વ, હિંસાદિ (અવ્રત), કષાય અને યોગોથી આસ્રવ થાય છે, કષાય સહિત જીવ અનેક પ્રકારના પુદ્ગલોનું જે પરિગ્રહણ કરે છે, તે બંધ છે. ૧૭.

मिच्छत्ताईचाओ संवर जिण भणइ णिज्जरादेसे ।
कम्माण खओ सो पुण अहिलसिओ अणहिलसिओ य ॥ १७ ॥

અર્થ:—શ્રી જિનેન્દ્રદેવે મિથ્યાત્વાદિના ત્યાગને સંવર

---

૧. બૃ. દ્ર. ગા. ૨૭.

કહેલ છે, કર્મોના એકદેશ ક્ષય નિર્જરા છે, વળી તે નિર્જરા અભિલાષા સહિત અર્થાત (સકામ અને અવિપાક) તથા અભિલાષા રહિત (અકામ અને સવિપાક) એમ બે પ્રકારની છે ૧૭.

कम्म वंधण-बद्धस्स सब्भूदस्संतरप्पणो ।
सव्वकम्म-विणिम्मुक्को मोक्खो होई जिणेण्डिदो ॥ १८ ॥

અર્થઃ—કર્મોના બંધનથી બંધાએલ સદ્ભૂત (પ્રશસ્ત) અંતરાત્માનું જે સર્વ કર્મોથી પૂર્ણરૂપથી મુક્ત થવું–છૂટવું તે મોક્ષ છે; એમ શ્રી જિનેન્દ્રદેવે વર્ણન કર્યું છે. ૧૮.

सादाऽउ-णामगोदाणं पयडीओ सुहा हवे ।
पुण्ण तित्थयरादी अण्णं पावं तु आगमे ॥ १९ ॥

અર્થઃ—સાતાવેદનીય, શુભઆયુ, શુભનામ, શુભગોત્ર અને તીર્થંકર આદિ પુણ્યપ્રકૃતિ છે, અન્ય બાકીની પાપ છે, એમ પરમાગમમાં કહ્યું છે. ૧૯.

णासइ णर-पज्जओ उप्पज्जइ देवपज्जओ तत्थ ।
जीवो स एव सव्वस्सभंगुप्पाया धुवा एवं ॥ २० ॥

उप्पादप्पद्धंसा वत्थूणं होंति पज्जय-णाएण ( नयण ) ।
दव्वट्ठिएण णिच्चा बोधव्वा सव्वजिणवुत्ता ॥ २१ ॥

અર્થ:—વસ્તુમાં ઉત્પાદ તથા વ્યય પર્યાયનયથી થાય છે, દ્રવ્યદૃષ્ટિથી (વસ્તુ) નિત્ય (ધ્રૌવ્ય) જાણવી જોઈએ. શ્રી સર્વજ્ઞજિનેન્દ્ર દ્વારા એમ કહેવામાં આવ્યું છે. ૨૧.

एवं अहिगयसुत्तो सट्ठाणजुदो मणो णिरुंभित्ता ।
छंडउ रायं रोसं जइ इच्छइ कम्मणो णास ( णासं ) । २२॥

અર્થ:—જો કર્મોનો નાશ કરવા ચાહતા હો તો આ રીતે સૂત્રથી અભિગત થઈને (–પરમાગમના જ્ઞાતા થઈને), કાયને નિશ્ચલ કરીને અને મનને સ્થિર કરીને રાગ અને દ્વેષને છોડો. ૨૨.

विसएसु पवट्टंतं चित्तं धारेत्तु अप्पणो अप्पा ।
झायइ अप्पाणेणं जो सो पावेइ खलु सेयं ॥ २३ ॥

અર્થ:—જે આત્મા વિષયોમાં લાગેલા મનને રોકીને પોતાના આત્માને પોતા વડે ધ્યાવે છે, તે આત્મા ખરેખર શ્રેયને પામે છે. ૨૩.

सम्मं जीवादीया णच्चा सम्मं सुकित्तिदा जेहिं ।
मोहगयकेसरीणं णमो णमो ठाण साहूणं ॥ २४ ॥

અર્થ:—જીવાદિને સમ્યક્પ્રકારે જાણીને જેમણે તે જીવાદિનું સારી રીતે–સમ્યક્પ્રકારે વર્ણન કર્યું છે જે

મોહરૂપી હાથીને માટે સિંહ સમાન છે, તે સાધુઓને (અમારા) નમસ્કાર હો....નમસ્કાર હો. ૨૪.

सोमच्छलेण रइया पयत्थ-लक्खणकराउ गाहाओ ।
भव्वुवयारणिमित्तं गणिणा सिरिणेमिचंदेण ॥ २५ ॥

અર્થ:—શ્રી સોમ શ્રેષ્ઠીના નિમિત્તથી ભવ્ય જીવોના ઉપકારના માટે શ્રી નેમિચંદ્ર આચાર્ય દ્વારા પદાર્થોના લક્ષણ કહેવાવાળી ગાથાઓ રચવામાં આવી છે. ૨૫.

[1]जावदियं आयासं अविभागीपुग्गलाणुवट्टद्धं ।
तं खु पदेसं जाणे सव्वाणुट्ठाणदाणरिहं ॥ १४ ॥

અર્થ:—અવિભાગી પુદ્દગલાણુથી આકાશનો (નાનામાં નાનો) જેટલો ભાગ રોકાય છે, તેને પ્રદેશ જાણો; (તે પ્રદેશ) સર્વ (પુદ્દગલ) પરમાણુઓને સ્થાન દેવામાં સમર્થ છે. ૧૪.

जीवो णाणी पुग्गल-धम्माऽधम्मायासा तहेव कालो य ।
अजीवा जिणभणिओ ण हु मण्णइ जो हु सो मिच्छो ॥ १५ ॥

અર્થ:—જીવ જ્ઞાનવાળા છે, પુદ્દગલ, ધર્મ, અધર્મ, આકાશ તથા કાલ અજીવ છે.—એમ શ્રી જિનેન્દ્રદેવે વર્ણન કર્યું છે; એમ જે નથી માનતા તે મિથ્યાદષ્ટિ છે. ૧૫.

मिच्छत्तं हिंसाई कसाय-जोगा य आसवो बंधो ।
सकसाई जं जीवो परिगिण्हइ पोग्गलं विविहं ॥ १६ ॥

અર્થ:—મિથ્યાત્વ, હિંસાદિ (અવ્રત), કષાય અને યોગોથી આસ્રવ થાય છે, કષાય સહિત જીવ અનેક પ્રકારના પુદ્દગલોનું જે પરિગ્રહણ કરે છે, તે બંધ છે. ૧૭.

मिच्छत्ताईचाओ संवर जिण भणइ णिज्जरादेसे ।
कम्माण खओ सो पुण अहिलसिओ अणहिलसिओ य ॥ १७ ॥

અર્થ:—શ્રી જિનેન્દ્રદેવે મિથ્યાત્વાદિના ત્યાગને સંવર

---

૧. બૃ. દ્ર. ગા. ૨૭.

કહેલ છે, કર્મોના એકદેશ ક્ષય નિર્જરા છે, વળી તે નિર્જરા અભિલાષા સહિત અર્થાત (સકામ અને અવિપાક) તથા અભિલાષા રહિત (અકામ અને સવિપાક) એમ બે પ્રકારની છે ૧૭.

कम्म बंधण-बद्धस्स सब्भूदस्संतरप्पणो ।
सव्वकम्म-विणिम्मुक्को मोक्खो होई जिणेदिदो ॥ १८ ॥

અર્થ:—કર્મોના બંધનથી બંધાએલ સદ્ભૂત (પ્રશસ્ત) અંતરાત્માનું જે સર્વ કર્મોથી પૂર્ણરૂપથી મુક્ત થવું-છૂટવું તે મોક્ષ છે; એમ શ્રી જિનેન્દ્રદેવે વર્ણન કર્યું છે. ૧૮.

सादाऊ-णामगोदाणं पयडीओ सुहा हवे ।
पुण्ण तित्थयरादी अण्णं पावं तु आगमे ॥ १९ ॥

અર્થ:—સાતાવેદનીય, શુભઆયુ, શુભનામ, શુભગોત્ર અને તીર્થંકર આદિ પુણ્યપ્રકૃતિ છે, અન્ય બાકીની પાપ છે, એમ પરમાગમમાં કહ્યું છે. ૧૯.

णासइ णर-पज्जओ उप्पज्जइ देवपज्जओ तत्थ ।
जीवो स एव सव्वस्सभंगुप्पाया धुवा एवं ॥ २० ॥

उप्पादप्पद्धंसा वत्थूणं होंति पज्जय-णापण ( णयेण ) ।
दव्वट्ठिपण णिच्चा बोधव्वा सव्वजिणवुत्ता ॥ २१ ॥

અર્થ:—વસ્તુમાં ઉત્પાદ તથા વ્યય પર્યાયનયથી થાય છે, દ્રવ્યદૃષ્ટિથી (વસ્તુ) નિત્ય (ધ્રૌવ્ય) જાણવી જોઈએ. શ્રી સર્વજ્ઞજિનેન્દ્ર દ્વારા એમ કહેવામાં આવ્યું છે. ૨૧.

पवं अहिगयसुत्तो सट्ठाणजुदो मणो णिरुंभित्ता ।
छंडउ रायं रोसं जइ इच्छइ कम्मणो णास ( णासं ) । २२॥

અર્થ:—જો કર્મોનો નાશ કરવા ચાહતા હો તો આ રીતે સૂત્રથી અભિગત થઈને (-પરમાગમના જ્ઞાતા થઈને), કાયને નિશ્ચલ કરીને અને મનને સ્થિર કરીને રાગ અને દ્વેષને છોડો. ૨૨.

विसपसु पवट्टंतं चित्तं धारेत्तु अप्पणो अप्पा ।
झायइ अप्पाणेणं जो सो पावेइ खलु सेयं ॥२३॥

અર્થ:—જે આત્મા વિષયોમાં લાગેલા મનને રોકીને પોતાના આત્માને પોતા વડે ધ્યાવે છે, તે આત્મા ખરેખર શ્રેયને પામે છે. ૨૩.

सम्मं जीवादीया णच्चा सम्मं सुकित्तिदा जेहिं ।
मोहगयकेसरीणं णमो णमो ठाण साहूणं ॥ २४ ॥

અર્થ:—જીવાદિને સમ્યક્પ્રકારે જાણીને જેમણે તે જીવાદિનું સારી રીતે-સમ્યક્પ્રકારે વર્ણન કર્યું છે જે

મોહરૂપી હાથીને માટે સિંહ સમાન છે, તે સાધુઓને (અમારા) નમસ્કાર હો....નમસ્કાર હો. ૨૪.

सोमच्छलेण रइया पयत्थ-लक्खणकराउ गाहाओ ।
भव्वुवयारणिमित्तं गणिणा सिरिणेमिचंदेण ॥ २५ ॥

અર્થ:—શ્રી સોમ શ્રેષ્ઠીના નિમિત્તથી ભવ્ય જીવોના ઉપકારના માટે શ્રી નેમિચંદ્ર આચાર્ય દ્વારા પદાર્થોના લક્ષણ કહેવાવાળી ગાથાઓ રચવામાં આવી છે. ૨૫.